॥ ૐ ॥

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા–મણકો–૭ મો

# અમૂલ્ય રત્નહાર.


લેખક તેમજ પ્રકાશક

વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.

પશુચિકિત્સા, જંગલની જડીબુટ્ટી, આકાશવાણી
વિગેરેના કર્તા.

વડાગામ–વાયા–તલોદ–એ. પી. રેલવે.





અમદાવાદ–શાહપુર નવીપોળમાં આવેલા શ્રી પ્રજાહિતાર્થ
મુદ્રાલયમાં પટેલ ડાહ્યાભાઈ હરખપતરામે છાપ્યું.

પ્રથમાવૃત્તિ ] પ્રત ૧૦૦૦ [ ઈ. સ. ૧૯૧૮

પોષ્ટેજ રૂ. ૦–૮–૬ જુદું.

કિંમત રૂ. ૦–૩–૬

# લેખકના બે બોલ.

આ નાનકડા પુસ્તકનો વિષય અને હેતુ ખુલ્લો છે જેથી તેને પ્રસ્તાવના કે અનુક્રમણિકાની આવશ્યકતા નથી. 'જે બોધ સીધી અને સંક્ષિપ્ત રીતે દેવામાં આવે છે તે કરતાં દૃષ્ટાંત કિંવા વાર્ત્તારૂપે તે વિશેષ અસર કરી શકે છે. જેથી આ પુસ્તકમાં તેવી શૈલી સ્વિકારી આપણી સામાજીક, નૈતિક, ધાર્મિક, તત્ત્વજ્ઞાનિક અને સાંસારિક સ્થિતિની ઊન્નતિ માટે કેટલુંએક વિવેચન કરવામાં આવ્યું છે. જે સચોટ અસર કરે તેવું હોવાથી દરેક ઉપદેશનું "રત્ન" અને તેવા સમુદાયનું રત્નહાર એવું નામ રાખવામાં આવ્યું છે. કારણ જેમ સાચાં રત્નોનો હાર કંઠે ધારણ કરવાથી કંઠની બાહ્ય શોભામાં વૃદ્ધિ કરે છે, તેમ સુભાષિતરૂપ આ રત્નોનો હાર કંઠમાં ધારણ કરવાથી અર્થાત્ સ્મરણમાં રાખવાથી કંઠની આંતરિક અર્થાત્ વાણીની શોભાની વૃદ્ધિ કરે છે, એટલુંજ નહિ પરંતુ જ્ઞાનનો ઊદય કરી અનેક પ્રકારનાં દુઃખો, અનેક પ્રકારની અજ્ઞાનમય ભ્રમણાઓની પણ શાન્તિ કરવાની શક્તિ ધરાવે છે. અને તેથી જો જનસમાજના સારા સત્કારને પાત્ર થશે તો ભવિષ્યમાં સંપૂર્ણ અર્થાત્ ૧૦૮) રત્નોનો બૃહત્ હાર આપની સેવામાં પ્રત્યક્ષ કરવામાં આવશે.

વડાગામ મહીકાંઠા. }<br>
દત્તજયંતી. સં. ૧૯૭૪ }

આપનો,<br>
વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.

# અમૂલ્ય રત્નહાર.



અમૂલ્ય રત્નહાર આ, વિણુ મૂલ્ય વેચાય;
કંઠે જે ધારણ કરે, દુઃખ સહુ તેનાં જાય.

રત્ન ૧ લું.—

## यादृशी भावना तादृशी सिद्धिः ॥

" જેવી ભાવના તેવી સિદ્ધિ "

ભગવાન બુદ્ધની પાસે એક દિવસે બે મનુષ્યો આવ્યા, તે-માંથી એકે પુછયું કે " મહારાજ " મારા આ મિત્રની આવતા જન્મે શી ગતિ થશે ? એ સદા કુતરાના જેવા વિચારો કર્યાં કરે છે, અને કુતરાના જેવાં કર્મ કરે છે; જેથી એ આવતા જન્મે કુતરો તો નહિ થાય?

બીજો બોલ્યો. "અમારો મિત્ર તદન બિલાડા જેવો છે, તે આવતા જન્મે બિલાડો નહિ થાય !

મહાત્મા બુદ્ધ બોલ્યા "ભાઇઓ ! જેના જેવા સંસ્કાર હોય છે, તેવું તેને ફળ મળે છે. આ તને બિલાડો કહે છે, અને તું એને કુતરો કહે છે; પરંતુ તું તારા સોબતીને કુતરો ગણે છે, જેથી તું પોતેજ કુતરાના સંસ્કાર ધારણ કરવા લાગ્યો છે,

અને તેથી તું મરીશ ત્યારે તારા મનમાં કુતરો ભરાઈ રહેલો હો-વાથી જરૂર તું કુતરો થશે. તેવીજ રીતે આ બાઇ તને બિલાડો સમજે છે તેથી એ પોતેજ બિલાડો થશે.

આ ઉપરથી સાર એ નિકળે છે કે આપણે બીજાના જે દોષ સબંધિવિચાર કિંવા વાતો કરીએ છીએ તે દોષ અજાણતાં આપણા પોતાનામાંજ લાવીએ છીએ. અને તેથી જો મારી શિખા-મણ સાંભળતા હો તો કદી પણ ખરાબ વિચાર મનમાં લાવતા નહિ, કેમકે અંતઃકરણરૂપી ઘુમટમાં વિચાર પ્રમાણેજ પડઘો પડેછે.



રત્ન ૨ જું—

यदी भवति त्रिदंडं, नग्न मुण्डं जटंवा ।
यदी पठंति पुराणं, वेद, शास्त्रं; गीतावा ॥
यदी वसति गुहायां कंदमूलं फलंवा ।
यावद्धृद्रय न शुद्धं तावत्कोविंटवा ॥

મનુષ્ય જો કદી ત્રિદંડધારી સંન્યાસી થાય છે, નાગો ફરેછે, માથું મુડાવે છે, કિંવા જટા ધારણ કરે છે, જો કદી પુરાણો, વેદો, શાસ્ત્રો કિંવા ગીતાને ભણે છે, વળી જો ગુફામાં વસે છે, અને માત્ર કંદ મુળ અને ફળોને ખાઇનેજ વસે છે, પરંતુ જ્યાં સુધી અંતઃકરણ શુદ્ધ થયું નથી, ત્યાં સુધી તે બધી ફોગટની વિટંબણાઓજ છે.

ગોપીઓ બંસરીને કહેતી હતી કે " હે બંસરી," જેની ભ-

ફુટીથી મોટા મોટા રાજાઓ પણ ભયભીત થાય છે, ભીષ્મ, અર્જુન, દુર્યોધન ઇત્યાદિ મહારાજાધિરાજાઓ પણ જેના ચરણસ્પર્શની ઇચ્છા રાખે છે, અને ચંદ્રમુખી પદ્મણીઓ જેનું સ્મિત વદન જોવા નિરંતર ઉત્સુક રહેવા છતાં પણ ભાગ્યશાળી થતી નથી એવા મનોહર શ્રીરંગ અત્યંત પ્રેમથી વારંવાર તને ચુંબન કરે છે એ કેટલા આશ્ચર્યની વાત છે ?

અરે ! વેંતેકની ટીચુકડી વાંસની ભુંગળી ! તેં પણ કૃષ્ણ ભગવાન ઉપર શું મોહિની નાંખી છે ! તારામાં આવી અદ્ભુત કરામત ક્યાંથી આવી ?

વાંસળીએ ઉત્તર આપ્યો, "તમારી માફક કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, પ્રપંચ, પાખંડ, ઇર્ષ્યા, અહંકાર, સ્વાર્થ, તૃષ્ણા વિગેરે પૈકી એક પણ વિકારને ન રાખતાં નખથી તે શિખા સુધી સર્વે દોષને દૂર કરી અંદરથી ખુલ્લી—નિર્મળ બની છું, તેથીજ ભગવાન્ શ્રીકૃષ્ણ મને ચુંબન આપે છે. જેના વદન કમળનું દર્શન કરવાની લોકો હમેંશાં આતુરતા ધરાવે છે, તે મને આઠે પ્રહર પોતાનું અધરામૃત પાય છે મારામાંથી મનોહર સંગીત કેમ ન નિકળે ? મારામાં કૃષ્ણનો દમ (શ્વાસ) છે, અને મારા અવાજમાં તેમનો સ્વર છે.

સાર એ છે કે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિના માટે કોઇ પણ જાતનો સ્વાર્થ રાખ્યા સિવાય વાંસળીની માફક નખથી તે શિખા સુધી પોકળ—નિર્મળ થાઓ. તેમ થયા સિવાય માત્ર બાહ્ય આડંબરથી પ્રભુ પદની પ્રાપ્તિ થતી નથી. મહા પુરૂષો સ્વાર્થ તજીનેજ આલોક તેમજ પર લોકમાં અમરત્વ મેળવે છે.

---

રત્ન ૩ જું—

पौरुषात्प्राप्यतेसिद्धिः पौरुषाद्धीमतां क्रमः ।
दैवमाश्वासनामात्रं दुःखपेलवबुद्धिषु ॥

ઉદ્યોગ—પરાક્રમથીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, પરાક્રમથીજ બુદ્ધિવાન લોકોનો વ્યવહાર ચાલે છે. " નસીબ " એ શબ્દ તો માત્ર દુઃખથી નિર્બળ થયેલા અંતઃકરણને દીલાસો આપવાને માટેજ છે.

ચીનમાં એક અતિશય ગરીબ વિદ્યાર્થી હતો. રાત્રે વાંચવાને દીવો કરવા તેલ પણ તેને મળતું નહોતું. પુષ્કળ પતંગીયાં એકઠાં કરીને એક પાતળા મલમલના કટકા સાથે બાંધી ચોપડી ઉપર મુકી તેના પ્રકાશથી તે વાંચતો. કોઇએ તેને પૂછયું કે " આટલી બધી મહેનત શા માટે કરે છે, ચીન દેશનો વજીર થવાનોછે કે શું?

છોકરે જવાબ આપ્યો કેઃ—

રામ ઝરૂખે બૈઠકે, સબકા મુજરા લેત;
જેસી જીસકી નોકરી, અયેસા ઉસકું દેત.

જે ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી મહેનત કરે છે, તેને મદદ કરવાને ઇશ્વર સદા તૈયાર છે એવો તેનો નિયમ છે. જો આ નિયમ સત્ય હશે તો ખરેખાત એક દિવસ હું ચીનનો વજીર પણ બનીશ.

ચીનનો ઇતિહાસ વાંચો ! એક દિવસ એવો આવ્યો કે એજ છોકરો ચીનનો મુખ્ય પ્રધાન બન્યો.

યહ કૌનસા ઉકદાહૈ, જો વા હો નહિ સકતા,
હિમ્મત કરે ઇન્સાન તો, કયા હો નહિ શકતા ?
કીડા જરાસા ઔર, વહ પત્થરમેં ઘર કરે,
ઇન્સા વહ કયા ન જો, દિલે દિલબરમેં ઘર કરે !

એવી કઇ ગાંઠ, કઇ વિપત્તિ છે જે છુટી ન શકે ? મનુષ્ય હિમ્મતથી ઉદ્યોગ કરે તો શું થઇ નથી શકતું ? ન્હાનો સરખો કીડો પણ પત્થરમાં ઘર કરે છે, તો મનુષ્ય ઇશ્વરના મનમાં કેમ વાસ ન કરી શકે ? ઇશ્વરની સહાય કેમ ન મેળવી શકે ?



રત્ન ૪ થું—

योनसंचरतेदेशान्योनसेवेतपंडितान् ॥
तस्यसंकुचितावुद्धिर्घृतबिन्दुरिवाम्भसि ॥
यस्तुसंचरतेदेशान्यस्तुसेवेतपंडितान् ॥
तस्यविस्तारितावुद्धिस्तैलबिन्दुरिवाम्भसि ॥

જે બીજા દેશોમાં સંચરતો નથી, તેમજ વિદ્વાનોનો સમાગમ કરતો નથી, તેની બુદ્ધિ પાણીમાં પડેલા ઘીના ટપકાની માફક સંકોચાઇ જાય છે. પરંતુ જે પરદેશ ગમન કરે છે, અને પંડિતો-ની સેવા કરે છે, તેઓની બુદ્ધિ પાણીમાં પડેલા તેલના બિન્દુની માફક વિસ્તારને પામે છે.

જેમ વૃક્ષો સર્વે પ્રકારની હરકતોને ન ગણકારતાં જ્યાં પાણી હોય ત્યાં પોતાનાં મુળોને લેઇ જાય છે, તેમ અમેરિકા, જા-

પાન, જર્મની, ઇંગ્લાંડ વગેરે દેશોના લોકો સમુદ્રો તરીને, પર્વતો ઓળંગીને, પૈસા ખરચીને અને અનેક પ્રકારનાં સંકટો વેઠીને પણ જ્યાં આગળ કંઈ પણ જ્ઞાન મળવાનો સંભવ હોય ત્યાં પહોંચી ગયા છે, તેજ એ દેશોની ઉન્નતિ થવાનું એક કારણ છે.

આપણો દેશ જ્યારે ઉન્નતિના શિખર ઉપર વિરાજમાન હતો ત્યારે તે કુવાના દેડકાની માફક બેસી રહ્યો નહોતો. રાજસુય યજ્ઞના પહેલાં પાંડવો અત્યંત દુરના પ્રદેશોમાં પણ જઇ આવ્યા હતા. ખુદ શ્રી રામચંદ્ર સરખા ઇશ્વરી અવતારે સમુદ્ર ઓળંગીને આપણા માટે પરદેશનો માર્ગ ખુલ્લો કરી આપ્યો હતો. અસુરોની લુંટ-ફાટથી નિર્ધન થયેલા દેવોએ પણ સમુદ્ર મથન એટલે દરીયાપારના દેશોની મુસાફરી કરીનેજ પાછો વૈભવ પ્રાપ્ત કર્યો હતો.

તે વખતમાં જો કે હિન્દુસ્થાનને બીજા દેશોમાંથી કંઇ જ્ઞાન મેળવવાનું નહોતું. પરંતુ આજે તો પરદેશની હુન્નર કળાઓ શીખવાની એટલી બધી આવસ્યકતા છે, કે તે સિવાય પ્રાણ જવાનો વખત આવ્યો છે. જો આજે હિન્દુસ્થાનને જીવવું હોય તો અમેરિકા, યુરોપ, જાપાન વિગેરે બહારના દેશોથી તેણે અળગું ન રહેવું જોઇએ. બહારની હવા લાગતાંજ તેનામાં નવું પ્રાણબળ આવશે. પરંતુ જો તે તેઓનાથી દુર નાસશે તો મૃત્ પ્રાયઃ થઇને રહેવું પડશે.

પાની ન બહેતો, ઉસ્મે બૂ આયે,
ખંજર ન ચલે તો મોરચા ખાયે;
ગર્દિશસે લદા મિહરવમઃ કા પાયા,
ગર્દિસસેં ફલકને આજ પાયા.

પાણી વહેતું ન રહે તો ગંધાય છે, ખંજર વપરાય નહિ તો તેને કાટ ખાય છે, ફરવાથી સૂર્ય,ચંદ્રને મહત્વ પ્રાપ્ત થયું છે, અને નભોમંડળ પણ ફરવાથીજ ઉચ્ચ સ્થિતિને પામ્યું છે.

---

રત્ન ૫ મું—

**मलाधारेबलंचैववीर्याधारेचजीवनं ॥**

મળની શુદ્ધતા ઉપર બળનો આધાર છે, અને વીર્યના આધારે આયુષ્ય રહેલું છે. એક વિદ્વાન્ કહે છે કે:—

My strength is the strength of ten, because my heart is pure. I never felt the hiss of love nor maiden's hand in mine.

મારામાં દશ મનુષ્યનું જોર છે, કારણ કે મારૂં હૃદય શુદ્ધ અને પવિત્ર છે. મને કદી પ્યારનું ચુંબન થયું નથી, અને મારા હાથને યુવતીના હસ્તનો સ્પર્શ થયો નથી.

હનુમાનનું નામ લેવાથી અને ધ્યાન ધરવાથી લોકોમાં વીરતા આવે છે, એ હનુમાનજીને મહાવીર કોણે બનાવ્યા? બ્રહ્મચર્યેજ.

મેઘનાદને મારવાની કોઇનામાં તાકાત નહોતી. રામચંદ્રજીએ પણ પોતાની લીલાદ્વારા બતાવ્યું કે "હું પોતે પણ ઇંદ્રજીતને મારવા શક્તિવાન નથી. જેણે બાર વર્ષ સુધી અખંડિત બ્રહ્મચર્ય પાળ્યું હશે તેજ તેને મારી શકશે" આવો પુરૂષ કોણ હતો? લક્ષ્મણજી.

નેપોલ્યન જેવો મહાન્ રણવીર પોતાના સર્વોત્તમ સ્થાનથી

અરરર જુસ કરતો ગબડી પડયો તેનું કારણ શું ? ઇતિહાસ સાક્ષી પુરે છે કે રણમાં જવા અગાઉ તે પોતાનું ખુન પોતાને હાથેજ કરી ચુકયો હતો. સંગ્રામમાં જવાની આગલી રાત્રે તે બદ કર્મના કુવામાં ગબડી પડયો હતો.

સૂર્યપ્રભા જેવો તેજસ્વી વીર યુવક અભિમન્યુ કુરૂક્ષેત્રની ભૂમિમાં રહેંસાઇ ગયો તેનું કારણ પણ માત્ર એજ હતું કે રણ-માં જવા અગાઉ તેણે પોતાનું બ્રહ્મચર્ય ખંડિત કર્યું હતું.

પૃથ્વીરાજ લખી ગયો છે કે જ્યારે હું છેવટના રણસંગ્રામમાં જવા નિકળ્યો, ત્યારે મારી કમર રાણીએ કસીને બાંધી હતી, અને તેમ થવાથી મારી સર્વ બહાદુરી અને હિમ્મત કોણ જાણે કયાંએ જતી રહી હતી.

આજે પણ લાંબા અનુભવથી જણાયું છે કે જે છોકરાઓ બચપણમાંથીજ વિષયવાસનામાં ફસી પડે છે, તેઓનું આખું જી-વન બરબાદ થાય છે.

જેવી રીતે તેલ બત્તીના ઉપરના ભાગમાં ચઢવાથી તેનો પ્ર-કાશ બને છે, તેવી રીતે જે શકિતનો વ્યય નીચલા ભાગમાં થાયછે તેનો યથાશકિત બચાવ કરવામાં આવે તો તે ઉપરના ભાગમાં ચઢી આકર્ષણ શકિત અને તેજમાં વૃદ્ધિ કરી પરમાનંદની પ્રાપ્તિ કરાવે છે. એટલા માટે જે મનુષ્યો પશુઓની માફક બે પરવાથી પ્રજા વૃદ્ધિ કરે છે, એટલુંજ નહિ પરંતુ તેનાથી બે ડગલાં આગળ વધીને વખત બે વખત મોજને માટે પોતાના વીર્યનો નાશ કરેછે, તેઓ પોતાના હાથેજ પોતાનું ખુન કરે છે.

---

૨૮ ૬ હું:—

**पश्यमे पार्थरूपाणि शतशोथसहस्रशः ॥**

હે અર્જુન ! મારાં સેંકડો અને હજારો રૂપોને જો.

**यांयथामां मपद्येत् तां तथैव भजाम्यहं ॥**

તેઓ પૈકી જેઓ મારા જેવા રૂપનું શરણ લે છે, તેઓને હું તેવાજ રૂપે ફળ આપુંછું.

એક સમયે કોઇ મનુષ્યે ત્રણ છોકરાઓ વચ્ચે એક બેઆની આપી. જેથી ત્રણે જણાએ બજારમાં જઇને કંઇક સારૂં ખાવાનું લેવાનો ઠરાવ કર્યો, તેઓમાં એક છોકરો હિંદી, બીજો ઇંગ્રેજ, અને ત્રીજો ઇરાની હતો. અને તેઓમાં કોઇને પણ એક બીજાની ભાષા આવડતી નહોતી તેથી શું ખાવાનું લાવવું તે વિષે વાદ ચર્ચો. ઇંગ્રેજ છોકરે Water melon વૉટર મેલન લેવાનું કહ્યું. હિંદી છોકરો બોલ્યો " છટ. મેરેકું તો હિંદવાના ચહીએ. " ત્યારે ઇરાની છોકરો કહે " નહિ, નહિ મુઝે તો ટરબુચહી હોના.

એ પ્રમાણે શું લેવું તે ઘણીવાર સુધી નક્કી થઈ શકયું નહિ. બીજાને શું ગમે છે તેની પરવા નહિ કરતાં પોતાને ગમતું હતું તેજ વેચાતું લેવું એવી સહુએ હઠ કરી, જેથી તેમની વચ્ચે કજીઓ જામ્યો.

આવી રીતે લડતા લડતા તેઓ રસ્તે જતા હતા, એટલામાં ઇંગ્રેજી, હિંદી અને ફારસી એ ત્રણે ભાષા જાણનાર એક મનુષ્યે તેમને જોયા, અને તેઓને લડતા જોઇને ઘણા આશ્ચર્ય સાથે ગમ્મત

પડી, જેથી તેણે તેઓની પાસે જઇને કહ્યું. છોકરાઓ, તમારો કજીઓ હું પતાવું છું.

ત્રણે છોકરાઓએ તેનું કહેવું કબુલ કર્યું, જેથી તેમની પાસેથી બેઆની લેઇને તેઓને દુર ઉભા રાખી પોતે નજીકના બજારમાં ગયો. અને તે બે આનીનું એક મોટું તડબુચ ચુપચુપ સંતાડીને લેઇ આવી તેના ત્રણ કડકા કરી પ્રથમ પેલા ઇંગ્રેજ છોકરાને બોલાવી તેને એક કડકો આપીને કહ્યું કે "ત્યારે આજ જોઇતું હતુંને ? તે છોકરો ઘણોજ ખુશી થયો, અને હા ! મારે એજ જોઇતું હતું, એમ કહી આનંદ પામતો નાચતો કુદતો ચાલ્યો ગયો.

પછી તે માણસે પેલા ઇરાની છોકરાને બોલાવ્યો અને પેલા તરબુચનો બીજો કડકો તેને આપીને "ત્યારે આજ જોઈતું હતું ને ? એમ પૂછયું. પેલો છોકરો તરબુચ જોઇ અત્યંત ખુશી થઇ ગયો, અને "યહીજ હમેરે ચહીતાથા" એમ કહી ચાલ્યો ગયો.

પછી તેણે પેલા હિંદી છોકરાને બોલાવ્યો અને ત્રીજો ટુકડો આપી "આજ તારે જોઇતું હતું ને ? એમ પૂછયું. તે છોકરો પણ એ જોઇ ઘણોજ સંતુષ્ટ થયો. અને હા ! આજ મારે જોઇતું હતું "યહી મેરા હિંદવાના" એમ કહી ચાલ્યો ગયો.

આ કજીઓ છોકરાઓ વચ્ચે શા કારણથી ઊત્પન્ન થયો હતો ? માત્ર નામ ભેદથીજ—નામોના ફેરફાર એટલુંજને ? જ્યારે નામ ભેદનો પડદો દુર કરવામાં આવ્યો, ત્યારે વૉટર મેલન, ટરબુચ અને હિંદવાના એ જુદાં નામોથી ઓળખાતી વસ્તુ એકજ છે એમ જણાઇ આવ્યું.

આવીજ રીતે જુદા જુદા ધર્મો અને પંથોના લોકો કેવળ નામ ભેદની અજ્ઞાનતાને લેઇને એક બીજા સાથે વાદવિવાદ ચલાવેછે, અને ટંટા બખેડા કરે છે. ખ્રિસ્તીઓ યાહુદીઓ સાથે લડે છે, યાહુદીઓ મુસલમાનોના અલ્લાને જુઠો ઠરાવવા પ્રયત્ન કરેછે. મુસલમાનો હિંદુઓ સાથે ટંટા કરે છે, હિન્દુઓ બૌધ્ધોને દુષણો આપે છે. વૈષ્ણવોને શિવના નામનો ઊચ્ચાર ભૂલથી પણ થઇ જાય તો પ્રાયશ્ચિત માટે અપવાસ કરવો પડે છે. અને શિવમાર્ગીઓને કૃષ્ણનું ચરિત્ર કલંકપૂર્ણ લાગે છે. આમ થવાનું ખરૂં કારણ ઉપર કહેલો નામ ભેદજ છે—અને તેથી નામોનું આવરણ દુર કરો. અને પછી તેનો અર્થ શું છે એજ માત્ર જ્ઞાન દૃષ્ટિથી જુઓ તો તમને કંઇપણ ફરક નહિ જણાતાં તરતજ સમજાશે કેઃ—

आकाशात्पतितं तोयं यथागच्छति सागरम् ॥
सर्वदेव नमस्कारं केशवं प्रतिगच्छति ॥

આકાશમાંથી ગમે તે સ્થળે પડેલું જળ પણ છેવટે સમુદ્રમાંજ જાય છે, તેવીજ રીતે ગમે તે દેવને કરેલો નમસ્કાર પણ ઇશ્વરનેજ સમર્પણ થાય છે. કેમકે આ અખિલ વિશ્વ કેવળ ઇશ્વરનાંજ વિવિધ સ્વરુપો છે.

રત્ન ૭ મુંઃ—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥
मा कर्मफल हेतु र्भूर्मा ते संगोस्त्व कर्मणि ॥

કર્મ કરવામાં તારો અધિકાર છે, પરંતુ કર્મના ફળમાં તારો અધિકાર નથી. એટલા માટે કરેલા કર્મનું ફળ મળે એવી ઈચ્છા રાખી કોઈ પણ કાર્યમાં પ્રવૃત થતો નહિ, તેમજ ફળ નહિ મળે એવા ભયથી કોઈપણ કાર્યનો ત્યાગ પણ કરતો નહિ પરંતુઃ—

योगस्थःकुरु कर्माणि सङ्गं त्यक्त्वा धनंजय ॥
सिद्धय सिद्धयोः समोभूत्वा समत्वंयोग्य उच्यते ॥
दूरेणह्यवरं कर्म बुद्धि योगाद्धनंजय ॥
बुद्धौ शरण मन्विच्छा कृपणाः फलहेतवः ॥

યોગસ્થ થઈને એટલે કેવળ એક પરમાત્મામાં આસ્થા રાખીને તેમજ હું "ફલાણા કાર્યને કરૂં છું" એવા અભિમાનનો ત્યાગ કરીને કાર્યની સિદ્ધિમાં સુખ અને અસિદ્ધિમાં દુઃખ ન માનતાં નિષ્કામ ભાવથી એટલે કંઈ પણ ફળની આશા રાખ્યા સિવાય કાર્ય કરે એ પ્રમાણે ચિતની સમતાનું નામ યોગ છે. હે ધનંજય! સકામ એટલે ફળની આશા રાખીને કરવામાં આવતું કાર્ય નિષ્કામ એટલે ફળની આશા રાખ્યા સિવાય કરવામાં આવતા કાર્ય કરતાં ઘણુંજ અધમ છે. એટલા માટે તમે આત્માની ઊન્નતિના માટે નિષ્કામ કર્મો કરવાની ઇચ્છા કરો. જે પુરૂષ કંઈપણ ફળની ઇચ્છા રાખી કાર્ય કરેછે, તે ખરેખર નીચ છે.

કોલાબા નજીકના સમુદ્ર કિનારા ઉપર એક ભવ્ય અને વિશાળ બંગલો આવી રહ્યો છે. બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થતાં એક સુંદર બગીચો છે. યુરોપ, અમેરીકા, ચીન, જાપાન વિગેરે

દેશોમાંની કેટલીએક ચમત્કારિક અને મૂલ્યવાન વસ્તુઓ આ બં-ગલામાં ગોઠવી દેવામાં આવેલી હોવાથી તેની શોભામાં ઓર વૃદ્ધિ થઇ છે. લોકો આ બંગલાને "લક્ષ્મીભુવન"ના નામથી ઓળખેછે. જે કોઇ આ બંગલાને જુએ તે "આ કોઇ ઈંગ્લંડના લોર્ડનો મહા-લય તો નહિ હોય ! એવી કલ્પના કરે એવી " લક્ષ્મી ભૂવનની શોભા હતી. "

લક્ષ્મીભુવનના માલિક રામદાસ શેઠ મુંબઇના એક લક્ષાધિપ-તિ હતા. તેઓ પોતાનો ધંધો એક મોટી કંપની ઉભી કરી તે મારફતે ધમધોકાર ચલાવતા હતા. કોઇ પણ વાતનો સંપૂર્ણ વિ-ચાર કર્યા વગર શેઠ એક ડગલું પણ આગળ ભરતા નહોતા. વખ-તો વખત ધંધાના નફા તોટાનું સરવાયું કાઢીનેજ શેઠ પોતાના ધંધામાં આગળ વધતા હતા.

રામદાસ શેઠે પોતાના પુત્ર જગમોહનને ઉચ્ચ કેળવણી આ-પવામાં બીલકુલ કચાસ રાખી નહોતી. કેમકે તેઓ સારી પેઠે સ-મજતા હતા કે આટલી બધી અઢળક સંપત્તિનો ભાવષ્યમાં દુરૂપ-યોગ થવા ન પામે, અને પોતાની પ્રતિષ્ટામાં પોતાનો પુત્ર વધારો કરે એવો તેને બનાવવાને માટે ઉંચી કેળવણી આપવાની ખાસ આવસ્યકતા છે.

શેઠનો પુત્ર જગમોહન ઘણોજ હોંશિઆર, ઉદાર, દયાળુ દીલનો અને પરમાર્થી હતો. પોતાના પિતાની બધી રીતભાત તેને પસંદજ હતી એમ ન હતું. જ્યારે તે કોલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે કવચિત્ કવચિત્ સ્વચ્છંદે ચડી જતો. કોઇવાર મોજ-

મજામાં આનંદ માનતો, તો કોઈવાર વળી દુષ્કાળ ફંડ, અનાથાશ્રમ અને પતિતોદ્ધારક મંડળી જેવી ધાર્મિક સમાજીક સંસ્થાઓને મદદ આપવા કે અપાવવા માટે પણ પ્રેમપૂર્વક પ્રયત્ન કરતો. રામદાસ શેઠને જગમોહન સ્વચ્છંદી થાય એ જરા પણ ગમતું નહોતું. પરંતુ તેના વિચારોને મરડવા કરતાં યુક્તિથી વાળવાનું તેઓ વધારે પસંદ કરતા જેથી તેને કાંઇ કહેવું હોય ત્યારે ધમકાવવા કરતાં શાંતિથી તેનું હિતાહિત શેમાં છે તે સમજાવતા.

જગમોહન એમ. એ.ની પરિક્ષામાં પાસ થયા પછી તેને પોતાના ધંધામાં જોડી દેવાનો શેઠનો વિચાર હતો, અને તેથી મ્હોટા મ્હોટા ગૃહસ્થ લોકોની સાથે જગમોહનને પરીચયમાં લાવવાનો હાલમાં રામદાસ શેઠ પ્રયત્ન કરી રહ્યા હતા.

દીપાવલીનો માંગલિક દિવસ હતો, લક્ષ્મીભુવનના ભવ્ય દીવાનખાનામાં રામદાસ શેઠ અને જગમોહન વાર્તાલાપ કરતા બેઠા હતા.

" અત્યાર સુધીમાં મેં જેટલો વેપાર ખેડયો છે તેટલો સત્યનિષ્ટાથી અને પ્રમાણિકપણે કર્યો છે. " રામદાસ શેઠ બોલ્યા. " જે દગલબાજીથી ધંધો ચલાવે છે તેનું કદી પણ શ્રેય થતું નથી. લોકોપયોગી અને ધાર્મિક કાર્યોમાં પણ મેં મ્હારાથી બનતું કર્યું છે; અને તેના લીધે મ્હારા ધંધામાં મને દિનપ્રતિદિન સારો લાભ થતો જાય છે. લોકોમાં મારી પ્રતિષ્ટા વધવા લાગી છે. સારાસારનો વિચાર કર્યાં સિવાય હું એક પાઇ પણ કોઇને આપતો નથી. માત્ર એવાઓનેજ દ્રવ્ય આપુંછું કે જેથી ઘણાઓનું શ્રેય થાય અને આપણી કીર્તિ પણ ચિરકાળ સુધી ટકી રહે."

"એટલે જે દાન કરવું તે કીર્તિ અને નામના મેળવવાની આશાથીજ કરવું એમ તમો કહો છો ને ? જગમોહન બોલ્યો."

પુત્ર પોતાને શિખામણ આપતો હોય એવો શેઠને જરા ભાસ થયો. પણ તે છુપાવી સ્મિત કરતા તે બોલ્યા. "હાજતો વળી ! પાત્રાપાત્ર જોઇનેજ દાન કરવું જોઇએ. તેમજ આપણે કરેલા દાનનું ફળ આપણને કેવું મળશે તે સબંધી પ્રથમ વિચાર પણ ન કરવો જોઇએ કે ?

"વિચારવું જોઈએ" જગમોહન બોલ્યો. "પાત્રતા જોયા સિવાય દાન કરવું એ અનુચિતજ છે એ હું સારી રીતે સમજુંછું. પણ હું આજે એક સત્યકાર્યને માટેજ પૈસા માગુંછું. હરીવલ્લભને તો તમો ઓળખો છો. હું કોલેજમાં હતો ત્યારે તેમણે મને ઘણીજ મદદ કરી છે.

શેઠે ડોકું ધુણાવ્યું. જગમોહન વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે પોતાની ઉદ્ધતાઇ અને અવિચારથી તે એક ઠેકાણે ફસાઇ પડયો હતો. એ વખતે હરીવલ્લભે તેની પ્રતિષ્ઠા સાચવી હતી, જેથી તે દિવસથી જગમોહન અને હરીવલ્લભદાસ વચ્ચે અપ્રતિમ પ્રેમ ભાવના જાગૃત થઇ હતી.

"હં, વારૂ, હાલ તેનું કેમ ચાલે છે ? રામદાસે પૂછ્યું."

"હાલ તેનો વ્યાપાર ઉદ્યોગ બરાબર ચાલતો નથી. હમણાં તેના ધંધામાં ખોટ ગઈ છે. તેના કુટુંબનું ભરણપોષણ કરવું પણ તેને હાલમાં બહુ મુશ્કેલી ભર્યું થઇ પડયું છે. વળી તેને હાલમાં ક્ષયરોગ લાગુ પડયો છે અને ડોકટરો તેને હવાફેર કરવા માટે માથેરાન જવાનું કહે છે. તેના આવી દુઃખદ સ્થિતિમાં આપણે

તેને મદદ કરવી જોઇએ. જગમોહને હરીવલ્લભદાસની હકીકત કહી. તેને કેટલાએક પૈસાની જરૂર છે? શેઠે પૂછ્યું.

પોતાનું બધું દેવું પતવીને હવાફેર કરવા જઇ શકે એવી સ્થિતિમાં આવવા માટે તેને દસબાર હજાર રૂપિઆ જોઇએ. જગમોહને જણાવ્યું.

પણ હવા ફેર કરવાથી તેની તબીયત સુધરશેજ એમ ડોકટરો ખાત્રીથી કહે છે ? શેઠે બીજો સવાલ કર્યો.

એવી ખાત્રી તેઓ આપી શકતા નથી, પરંતુ તેઓ તો કહે છે કે એ પણ એક જાતનો ઉપાય છે, જેથી અજમાવી જુઓ.

કેવળ ઉપાય અજમાવી જોવાથી શો ફાયદો ? એતો એક જાતનો વીમો છે. ફાયદો થશેજ એવી જો તેઓ ખાત્રી આપતા હોય તો જુદી વાત. જો તે સાજો થાય એમ હોય તો આપણો બદલો એ વાળી શકે । પરંતુ તેવીતો ખાત્રી નથી, માટે હાલ જરૂરજ હોય તો પાંચસો સાતસો રૂપિઆ તેને મોકલ. આટલી મદદ મળવાથી તે તારો ઘણોજ ઉપકાર માનશે.

“આભાર, નફો, તોટો એ બધી વ્યવહારિક વાતો છે, પરંતુ એ વ્યવહાર અને નફાતોટા કરતાં ઘણે દરજ્જે ચ્હડીઆતી વસ્તુ પણ આ જગતમાં છે, અને તે નિષ્કામ એટલે બદલાની કંઈ પણ આશા રાખ્યા સિવાય કેવળ ઇશ્વર પ્રીત્યર્થે કરેલો પરોપકાર છે. વળી હરિવલ્લભદાસ મારો સાચો સ્નેહી છે. અગાઉ તેણે મને ઘણી સહાય કરી છે. તેને મદદ કરવાની આવી ઉત્તમ તક હાથમાં આવતાં હું નફા તોટાની ત્રિરાશીઓ કરવા બેસું એ મને શોભા રૂપ ગણાય કે ?

"એવી વાતો તો મ્હનેએ કરતાં બહુ આવડે છે." શેઠ બોલ્યા. "મારી પાસે રૂવાબની વાતો કરવાથી એમ કંઇ વળવાનું નથી. જે દ્રવ્ય આપવાથી કશો પણ બદલો મળવાની આશા નથી તેતો નકામું ફેંકી દીધા બરોબર છે. મ્હને એ પસંદ નથી. દરવર્ષે દીવાળીએ તને હજાર રૂપિઆ મળે છે તેમ આ વર્ષે પણ મળશે. તે પૈસાની તારી ઇચ્છામાં આવે તેવી વ્યવસ્થા કરજે. તેમાં મને કાંઇ વાંધો નથી. તારા ખાનગી વ્યવહારમાં હું જરા પણ આડો આવતો નથી, તેતો તું કયાં નથી જાણતો ?

"બહુ સારૂં—" જગમોહન બોલ્યો, પણ હવે એક બાબતમાં મારે આપની રજા લેવાની છે, દુષ્કાળ નિવારણ ફંડ માટે ગામેગામ ઉઘરાણુ કરવા માટે સ્વયં સેવકો નિકળવાના છે તેમાં હું પણ સ્વયં સેવક તરીકે તેમાં જોડાવા ઇચ્છું છું.

"આ વળી ભળતું જ કાઢયું." શેઠ જરા ચીડવાઇને બોલ્યા. દુષ્કાળ નિવારણ ફંડમાં આપણે કયારનીએ સારી રકમ ભરી દીધી છે. વર્ત્તમાન પત્રોમાં તે સબંધી લેખો પણ પ્રગટ થઇ ચૂકયા છે. હવે મારો વિચાર તને ધંધામાં જોડવાનો છે. એ માટે તારે ભિક્ષા માંગવા માટે ભટકવા જવાની શી જરૂર છે.

જગમોહન મુગોજ રહ્યો. રીસમાં થોડીવાર શાંત બેસી રહ્યો અને પછી ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. શેઠ પણ ત્યાંથી ઉઠીને પોતાના દિવાનખાનામાં ગયા, અને આમ તેમ ફરવા લાગ્યા; પરંતુ કંઇ ચેન પડયું નહિ, તેથી એક ખુરસીમાં બેઠા અને સામેના મેજ ઉપર પડેલાં માસિકો અને વર્તમાનપત્રો વાંચવા લાગ્યા. કોઇએ તેમને "ધર્મસ્થંભ" તો કોઇએ "કર્ણ દાનેશ્વરી" અને

કોઇએ "સાક્ષાત ધર્માત્મા" એવી એવી ઉપમાઓ આપી હતી. પણ તે વાંચવાથી હમેશના જેટલો તેમને આજે આનંદ થયો નહિ. જગમોહન સાથે થએલી વાત-ચિતથી આજે તે ઉદાસ થઇ ગયા હતા. પોતે ધર્મ કૃત્યો કરવામાં તેમજ લોકોપયોગી કાર્યોમાં મદદ આપવામાં જરા પણ પાછી પાની કરી ન હતી એવું તેઓ ખાત્રીથી માનતા હતા. જગમોહન આજે કાંઇ પણ ન બોલતાં ચાલ્યો ગયો, તેથી પોતે કાંઇ પણ ભૂલ કરી હશે એમ શેઠને લાગ્યું. અંતે કંટાળીને એક કોચ ઉપર જઇને પડયા. આંખો મીંચી દીધી, કેટલીકવાર સુધી એજ સ્થિતિમાં પડી રહ્યા. અને એવી સ્થિતિમાં નિદ્રા દેવીને વશ થયા.

નિદ્રામાં તેમને એવું સ્વપ્ન આવ્યું કે જાણે પોતે એક મોટા રસ્તા ઉપર આવીને એક શિલા ઉપર બેઠા છે, આ રસ્તો ઘણોજ મોટો હતો. ચારે બાજુથી મનુષ્યો અહીં આવતા હતા, અને ભેગા મળીને જતા હતા. આ કીયો દેશ છે, અને આટલાં બધાં મનુષ્યો મળીને ક્યાં જાય છે તે જાણવાની શેઠને ઇચ્છા થઇ તેથી ત્યાંથી પસાર થતા લોકોને તે સબંધી તેમણે પૂછપરછ કરવા માંડી. તેમાંના એકે શેઠને ઓળખી કાઢયા, અને તે બોલ્યો:—"રામદાસ શેઠજી અમારી સાથે આવોછો કે શુ ?

તમે ક્યાં જાઓ છો ? શેઠે પૂછ્યું.

આ રસ્તેથી સ્વર્ગમાં જવાય છે. અમારા માટે ત્યાં શું શું સામગ્રીઓ તૈયાર રાખવામાં આવી છે તે જોવાની ઇચ્છાથી અમે જઇએ છીએ. તેણે જવાબ આપ્યો.

આ બોલનાર મનુષ્ય રામદાસના મૂળ ગામનો ડોકટર હતો. અને રામદાસ શેઠ તેને સારી પેઠે ઓળખતા હતા, કારણ કે તેઓ નહાના હતા ત્યારે ઘણી વખત તેની પાસેથી મફત ઔષધ લેતા હતા. જેથી રામદાસ જરા વિચાર કરીને બોલી ઉઠયા. અહો! આ તો ડોકટર સાહેબ! ધન્ય ભાગ્ય કે આજે અચાનક સમાગમ થયો! મને આ જગ્યા કંઇક વિલક્ષણ લાગે છે. વારૂ! હું પણ આપની સાથે આવું તો કંઇ અડચણ છે?

ના અડચણ શાની? દરેકના માટે રસ્તો ખુલ્લો છે. ડોકટર બોલ્યો. "મૃત્યુલોકમાં રહીને સ્વર્ગમાંના સુખ માટે જે મનુષ્યો જેવા પ્રકારની તૈયારીઓ કરે છે, તે મુજબ એટલે સહુ સહુના પુણ્ય પ્રમાણે અહીઆં સર્વને માટે સામગ્રીઓ તૈયાર કરવામાં આવેલી હોય છે. અને તેથી તમારા જેવા ધર્માત્મા માટે તો ત્યાં આગળ એકાદ ભવ્ય મહાલય તૈયારજ હશે.

" હાસ્તો! " રામદાસ શેઠ સગર્વ બોલ્યા " પણ આટલું બધું વહેલું અહિં આવવું પડશે. એમ મેં ધાર્યું નહોતું. ચાલો આપણે સાથેજ જઇએ. "

ડોકટર અને રામદાસ વાતો કરતા કરતા આગળ ચાલ્યા. ડોકટરે ગામડાઓમાં રહી ગરીબ અનાથરોગી લોકોની દવા મફત કરવામાંજ પોતાનું જીવન વ્યતીત કરેલું હોવાથી તેના જીવનમાં ખાસ પ્રતિષ્ઠિત લોકામાં પ્રસિદ્ધિમાં આવવા જેવું કશું બન્યું નહોતું. પરંતુ રામદાસ શેઠે તો મ્હોટાં મ્હોટાં કાર્યો કર્યાં હતાં. નવી નવી સંસ્થાઓ સ્થાપી હતી. મ્હોટા મ્હોટા લોકોની સાથે તેને સબંધ હતો અને તેથી તેઓનું નામ જગ જાહેર થયું હતુ. પરંતુ કદાચ

ડોકટર આ વાતોથી અજાણુ હશે, એમ ધારી પોતાનાં ઊજવળ કાર્યોનાં તેની આગળ યશોગાન કરતા મગરૂરીથી શેઠ સાહેબ માર્ગ કાપવા લાગ્યા.

આ મંડળીમાં ડોકટર સિવાય વળી બીજો એક મનુષ્ય રામદાસ શેઠની ઓળખાણુવાળો નિકળી આવ્યો. તે એક ગરીબ મનુષ્ય હતો. તેના સ્ત્રી દશ, પંદર વર્ષથી ગાંડી થઇ ગયેલી હતી. તેમજ એક પુત્રી હતી તે પણુ બંન્ને આંખે અંધ હતી. છતાં તે બિચારો ખરા પ્રેમની લાગણીથી તે બંન્નેની બરદાસ ઉઠાવતો હતો.

કેટલાંએક અજાણ્યાં મનુષ્યો સાથે પણુ રામદાસ શેઠને રસ્તામાં ચાલતાં વાર્તાલાપ કરતાં ઓળખાણુ થઇ. તેમાં એક વિધવા હતી. સદાચારથી રહીને અને જીવતોડ શ્રમ વેઠીને તેણે અનેક યુવાન્ વિધવાઓનું વલણુ સદ્‌વર્તન તરફ વાળ્યું હતું. એક મહેતાજી હતો તેને ઘણોજ ટુંકો પગાર મળતો હતો છતાં પણુ કરકસરથી રહીને તેણે પોતાના શિક્ષકના ધર્મનું યથાર્થ રીતે પાલન કરી પોતાના વિદ્યાર્થીઓને ઊદ્યોગી, પ્રમાણિક અને સત્વશીલ થતાં શીખવ્યું હતું. બીજી એક સ્ત્રી હતી તેને લકવો થયેલો હોવાથી તે ઘણા વખતથી પથારી વશ હતી. આવી દુઃખદ અવસ્થામા પણુ તે હમેશાં આનંદથી રહેતી હતી અને કોઇપણુ મનુષ્ય તેની પાસે આવી પોતાનું દુઃખ ગાતું હતું તો તેને સારી પેઠે દીલાસો આપતી હતી. આ સિવાય વળી એક મરાઠો હતો જે દિવસે મીલમાં મજુરી કરવા જતો અને રાત્રે ગરીબ વર્ગના છોકરાંઓના ઘેર જઇ વગર પગારે શીખવતો હતો.

આ સર્વ ગરીબ મંડળી આનંદનાં ગીતો ગાતી ગાતી ધીમે

ધીમે આગળ ચાલી જતી હતી અને સ્વર્ગમાં પોતાને ઉત્તમ સુખ મળવાનું છે એમ માનતી હતી. રામદાસ શેઠ જો કે પ્રથમ તો મનમાં ઉદાસ હતા. પરંતુ આ સર્વ મંડળીને આનંદિત જોઇને પોતે પણ આનંદમગ્ન થયા હતા. કારણ કે આ લોકો કરતાં પોતાનાં માટે ઘણોજ સુંદર અને ભવ્ય મહાલય તૈયાર હશે એમ તેઓને ખાત્રી હતી. તેમણે ઘણાં ધાર્મિક કાર્યો કર્યાં હતાં. કેટલાંએક જુનાં દેવાલયોનો જીર્ણોદ્ધાર કર્યો હતો. અનેક ધર્મ ગુરૂઓ તેમજ ભૂદેવોને પણ સંતુષ્ટ કર્યા હતા. મૃત્યુ લોકમાં તો તેઓ ધર્મના સ્તંભ તરીકે ઓળખાતા હતા અને આ સર્વે કૃત્યોનું ફળ સ્વર્ગમાં પણ ઉત્તમ પ્રકારે મળશે એમ તેઓ માનતા હતા.

સર્વે મંડળી ધીમે ધીમે સ્વર્ગના દ્વાર પાસે આવી પહોચી. એ વખતે ત્યાં આગળ ચિત્ર ગુપ્ત બેઠેલો હતો, તેણે સહુનું સ્વાગત કર્યું અને ગંભીરતાથી બોલ્યો કેઃ—"આ દેવ નગરીમાં પ્રવેશ કરો અને સહુ સહુના આશ્રમમાં જઇ સુખોપભોગ કરો."

સર્વે મંડળી આનંદથી દેવ નગરીમાં દાખલ થઇ. આ વખતે ચિત્રગુપ્તનો નોકર પણ મંડળીની સાથે ચાલતો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય નિઃસ્તબ્ધતાથી પ્રવર્ત્તિ રહ્યું હતું. શહેરમાં રસ્તા ઘણાજ સુંદર હતા. ઘરો જુદી જુદી જાતની બાંધણીનાં હતાં. પ્રત્યેક ઘરના આગળના ભાગમાં સુંદર બગીચો માલમ પડતો હતો. જેનું જેનું ગૃહ આવતું તેને ચિત્ર ગુપ્તનો નોકર હવાલે કરતો હતો. આ રીતે સહુ આનંદથી પોત પોતાના ગૃહમાં દાખલ થયાં. છેવટે ડાક્ટર અને રામદાસ શેઠ એ બેજ ચિત્રગુપ્તના નોકર સાથે રહયા. તેઓ ત્રણે એક બંગલા આગળ આવી પહોચ્યા. તે બંગલામાં એક

સુંદર બગીચો પણ હતો. અત્યાર સુધીમાં જે જે મકાનો જોવામાં આવ્યા તે સર્વે કરતાં આ બંગલો શ્રેષ્ટ હતો.

ચિત્રગુપ્તનો નોકર ડોકટર સામું જોઇને બોલ્યો. "આ બંગલો આપના માટે છે. રોગ, દુઃખ કિવા મૃત્યુ પણ અહીં આવી શકશે નહિ. કોઇને મદદ કરી હશે, કોઇનું હિત કર્યું હશે, કોઈના દુઃખ નો પરિહાર કરી તેને સુખ આપ્યુ હશે એ સર્વનો બદલો અહીંઆ સારી રીતે મળશે.

પોતાનો બંગલો જોઇ ડોકટરને પારાવાર આનંદ થયો, અંદર દાખલ થતા પહેલાં રામદાસ તરફ જોઇને તે બોલ્યોઃ—"કેવો સુંદર અને ભવ્ય બંગલો ! મૃત્યુલોકમાં કરેલાં સ્વલ્પ સત્કર્મોનું ફળપણ અહીઆં ખરેખર અસંખ્ય ગણુંજ મળે છે. આપનો મહાલય પણ હું ધારૂં છું કે સમીપમાંજ હશે. અને તેથી આપણે વારંવાર અવશ્ય મળાશું, હાલ તો આપનો મહાલય જોવા પધારો" એમ કહી ડોકટર પોતાના બંગલામાં ચાલ્યો ગયો.

ડોકટર ગયા પછી ચિત્રગુપ્તનો નોકર રામદાસ સામું જોઇને બોલ્યો. "તમને હવે કયાં લઇ જાઉ? "

મ્હારે મ્હારા મહાલયમાં જવું છે.

રામદાસ તમારૂં નામ ?

" હા, મારૂં નામ તો તમે જાણોજ છો ને શું ! " રામદાસ આનંદિત થતા બોલ્યાઃ— " સર રામદાસ કે. સી. એસ. ઇ. આઇ—"

" ઊભા રહો " પોતાના ચોપડામાં જોઇને ચિત્રગુપ્તનો નોકર

બોલ્યો. મારા ચોપડામાં તમારૂં નામ છે ખરૂં. મારી સાથે ચાલો એટલે તમારૂં ગૃહ બતાવું–

તેઓ બંન્ને આગળ ચાલ્યા. રસ્તામાં અનેક ન્હાનાં, મ્હોટાં ગૃહો જોવામાં આવ્યાં, પરંતુ તેઓ કેટલાએક ગાઉઓ સુધી તો એમને એમ ચાલ્યાજ ગયા. હવે તેઓએ ન્હાની ન્હાની ઝુંપડીઓ જોવા માંડી. આ ઝુંપડીઓ ન્હાની પરંતુ અતિ સુંદર હતી. છતાં અહિં પણ તેઓ અટકયા નહિ. છેવટે તેઓ એક મેદાનમાં આવી પહોચ્યા. અને કેટલાએક સમય સુધી તે મેદાનમાં આથડયા પછી તેઓએ એક ન્હાની અને ગંદી ઝુંપડી જોઇ. આખા મેદાનમાં માત્ર એ એકજ ઝુંપડી સિવાય બાકી બધું ઉજડ હતું. કોઇ જુના ઘરનો નિરૂપયોગી સામાન લાવીને તે ઝુંપડી ઊભી કરવામાં આવી હોય એમ જણાતું હતું.

આ ઝુંપડી નજીક આવ્યા પછી ચિત્રગુપ્તનો નોકર બોલ્યો:– " રામદાસ શેઠ, આ તમારૂં ગૃહ. "

રામદાસ આશ્ચર્ય, દુઃખ અને ક્રોધથી બોલ્યા:– " તમારી ભૂલ થતી હશે ? " તમે કહો છો તે રામદાસ કોઇ બીજો હશે. " હું તો નામદાર સર રામદાસ કે. સી. આઇ. ઇ.– "

" એમાં જરાપણ શંશય નથી. આ રહી મ્હારી પાસે તમારાં સત્કર્મો અને પુણ્યની નોંધ." એમ કહી તેણે પોતાનો ચોપડો રામદાસને બતાવ્યો.

" આમ કેમ ? શેઠ દુઃખિત સ્વરે બોલ્યા. મ્હેં મ્હોટાં મ્હોટાં અનેક સત્કાર્યો કરેલાં છે. મારૂં નામ ચોતરફ ગાજી રહ્યું છે. આમ હોવા છતાં પણ મારા માટે આવું ક્ષુદ્ર ગૃહ ! બીજાઓને આવા

સુંદર બંગલા અને મ્હારા માટે "આવી કંગાલ ઝુંપડી કેવું અંધેર !" મ્હારા માટે તેઓના જેવું સુંદર ગૃહ શા માટે નહિ?

"ગૃહ બંધાવવા માટે તમે આવો સામાન મોકલ્યો તેમાં હું શું કરૂ? ચિત્રગુપ્તના નોકરે પ્રત્યુત્તર વાળ્યો.

શું કહો છો? રામદાસ શેઠ બોલ્યા.

તમે જે સામાન મોકલ્યો છે તેનીજ આ ઝુપડી બાંધવામાં આવી છે.

યુઆર મીસટેકન, ધેર ઇઝ નો ડાઉટ! તમે ભૂલો છો. એમાં કંઇપણ શક નથી. રામદાસ શેઠ હાથ પછાડી ક્રોધયુક્ત વાણીથી બોલ્યા. " મ્હેં એટલાં બધાં સત્કર્મો કર્યાં છે કે મ્હારાં પુણ્યનો સંગ્રહ ઘણોજ મોટો થયેલો હોવો જોઇએ. " કોલેજો અને યુનિવર્સિટિઓમાં મ્હેં સ્કોલરશીપો સ્થાપી છે. દેવાલયો બાંધ્યાં છે. નદીના ઘાટ બંધાવ્યા છે. ઠાકોરજીને નવાં નવાં લાડ લડાવ્યાં છે અને—" એ સર્વે મારા આ ચોપડામાં નોંધાયેલાં છે—" ચિત્રગુપ્તનો નોકર બોલ્યો. તમોએ સત્કર્મો કર્યાં છે ખરાં, પરંતુ મૃત્યુપછી પોતાની કીર્તિ પાછળ ટકી રહે એવી લોલુપતાથીજ એ સર્વે કર્યાં છે. નિષ્કામ વૃત્તિથી એક પણ સત્કાર્ય તમોએ કર્યું નથી.

"હા." શેઠ ગુંગળાતા સ્વરે બોલ્યા. કીર્ત્તિનો વિચાર વારંવાર મારા મનમાં આવતો એ વાતતો સાચી. મ્હારી કીર્તિ ફેલાય એવી મારી ઇચ્છા હતી. પણ એ સિવાય અન્ય સત્કર્મો પણ મેં કર્યાં છે. ધાર્મિક અને પરોપકારનાં કાર્યોમાં મેં ઘણી મદદ કરી છે. "ખરી વાત!" ચિત્રગુપ્તનો નોકર બોલ્યો. પરંતુ એ સર્વે વાતો પૃથ્વી ઉપર ફેલાઇ રહી છે તમારૂં નામ જગતની બત્રીશીએ ચડયું

છે. સરકારમાં તમને ભારે માન વાળી પદ્દીઓ મળી છે. દરેક કામ કરતી વખતે તેનો બદલો શો મળશે એ સબંધિ તમે પ્રથમજ વિચાર કરતા હતા. અને તે પ્રમાણે તમારાં કૃત્યોનો બદલો તમને જગતમાં મળી ચૂકયો છે. કહો ત્યારે મૃત્યુલોકમાં તે સર્વેનો બદલો એક વખત મળી ગયા પછી અહિ ફરીથી તેનો બદલો કેવી રીતે મળે ?

શું તેનો બદલો ફરી અહીં મને નહિંજ મળે ? શેઠ આર્ત્ત સ્વરે બોલ્યા. કીર્તિ અને બદલા તરફ હું વધારે ધ્યાન આપતો એ વાત ખરી; પરંતુ તેમ છતાં પણ લોકોનું હિત મારાં કાર્યોથી ઘણું થયુ છે. મેં જે જે કર્યું છે તે વિચારપૂર્વક કર્યું છે. અહિઆં શું તેની કાંઈજ કિમત નથી ?

" મૃત્યુલોકમાં તેની પુષ્કળ કિંમત છે. " કેવળ આત્મ પ્રશંસાની લાલચથી કરેલાં સત્કર્મોનું ફળ ત્યાંજ મળે છે. અહિં મળતું નથી. આ સિવાય એટલે કોઇ પણ જાતના બદલાની આશા રાખ્યા શિવાય કેવળ પ્રભુ પ્રીત્યર્થે એટલે એમ કરવું એ મારી ફરજ છે એમ ધારી તમોએ જે જે કર્યું છે, તેનું ફળ મેં કાળજીથી સાચવી રાખ્યું છે; અને તેનુંજ આ ગૃહ બનાવવવામાં આવ્યું છે.

આમ બોલતાં બોલતાં ચિત્રગુપ્તના નોકરની દૃષ્ટિ તીક્ષ્ણ બનવા લાગી. તે રામદાસ સામું ક્રોધપૂર્ણ મુદ્રાથી જોવા લાગ્યો. શેઠથી હવે તેના સામુ જોઇ શકાયું નાહ, અને ભયથી કંપાયમાન થઇ પોતાની આંખો ઉપર હાથ ઢાંકી દીધો.

" મ્હારૂં જીવન આવું નિરર્થક હતું ત્યારે હું અહિંઆ આવ્યો શી રીતે ? કેટલીએક વારપછી શેઠે ઉદ્ગાર કાઢયો.

"ઇશ્વર કૃપાથીજ" મધુર સ્વરે સેવક બોલ્યો.

"મ્હારા ઉપર દેવની કૃપા શી રીતે થઇ?"

"તે તો દયાનો સાગરજ છે."

પણ મારૂ જીવન વ્યર્થ કેમ ગયું? મારે શું કરવાનું હતું? અહિના માટે કેવાં કૃત્યોની જરૂર છે? રામદાસ ઉદાસ મુખમુદ્રાથી બોલ્યા.

"પોતાની કીર્ત્તિ વધે અને નામના થાય એવી ઇચ્છાથી જે દાન પુણ્ય કરે છે તેની અહિં કશી કિંમતજ નથી, માત્ર બીજાનું ભલું કરવાની ખાતરજ નિષ્કામ વૃત્તિથી એટલે કંઇ પણ ફળની આશા રાખ્યા સિવાય જે દાન પુણ્ય કરે છે, તેનેજ અહિંઆં બદલો મળે છે. પરંતુ મૃત્યુ લોકમાંજ કીર્તિ વધે, કિંવા બીજી હરકોઇ રીતે બદલો મળે એવી અપેક્ષાથી કરવામાં આવતાં સત્કર્મોની અહિંઆં કંઇ પણ કિંમત નથી."

રામદાસ હૃદય ભગ્ન થયો અને નીચું જોઇ રહ્યો. ચિત્રગુપ્તનો નોકર કરૂણાયુક્ત દૃષ્ટિએ તેના સામું જોઇ રહ્યો અને થોડીવાર પછી બોલ્યો:—રામદાસ, નિષ્કામ કૃત્યો તેં થોડાં પણ કર્યાં હોય એવું તને યાદ છે?

"ના." કદાચ કર્યાં હશે પણ તે બહુ વર્ષ પૂર્વે અને તેને તો નજીવાં ગણીને મેં તે સબંધી કદી વિચાર પણ કર્યો નથી.

"પણ અમે કદી એવાં કામો વિસરી જતા નથી." થોડાં ઘણાં પણ નિષ્કામ કાર્યો પુર્વે તેં કર્યાં હતાં. તેના પ્રતાપેજ આ સ્થાન મળ્યું છે.

રામદાસનું અંતઃકરણ વ્યથિત થયું હતું જે ધીમે ધીમે તે પ્રસન્ન થવા લાગ્યું. છેવટે શેઠ નિદ્રાભંગ થયા અને આંખો ઉઘડતાંની સાથે ઘડીઆળમાં છના ટકોરા વાગ્યા.

રાત્રે પોતાને શું થયું હતું, મુર્ચ્છા આવી હતી કે સ્વપ્ન આવ્યું હતું. કિંવા નિદ્રાવસ્થામાં પોતાનો આત્મા દુર દેશમાં પ્રવાસે ગયો હતો એ સબંધી કેટલીએકવાર સુધી શેઠે વિચાર કર્યો. છેવટે બેંક ઉપરનો એક ચેક લખ્યો, અને તે લેઇ જગમોહનના ઓરડામાં ગયા.

જગમોહન હજુ ઊંઘતોજ હતો. શેઠ તેના સામું સતૃષ્ણ નયને કેટલાએક સમય સુધી જોઇ રહ્યા અને પછી એક કાગળ ઉપર નીચે પ્રમાણે લખ્યું.

ચિ. વ્હાલા જગમોહન.

કાલે તેં પૈસા માગ્યા હતા તે માટે આજે એક ચેક અત્રે મૂકયો છે. આ પૈસાનો ઉપયોગ તારી ઇચ્છા પ્રમાણે કરજે. દુષ્કાળ નિવારણ ફંડમાં સ્વયં સેવક તરીકે જોડાવા માટે શું વિચાર થયો તે નિશ્ચય થયા પછી મને જણાવજે.

એટલામાં કાંઇક ખડખડાટ થયો. પાછા વળીને શેઠ જુએ છે તો જગમોહન જાગૃત થયો હતો. આંખો ચોળતો તે બોલ્યોઃ—કોણ, પિતાશ્રી ?

" હા, તેજ હું પાછો આવ્યો—ઉપર આવ્યો—એટલે તારા ઓરડામાં આવ્યો. જગમોહન, હુંજ આવ્યોછું. ઇશ્વર તને સદ્‌બુદ્ધિ આપી સત્કાર્યમાં પ્રેરો. એટલું બોલી શેઠ ચાલ્યા ગયા. જતાં

જતાં શેઠે ચેક તથા ચિઠ્ઠી બન્ને જગમોહનના મેજ ઉપર મુકી દીધાં હતાં. જગમોહન ઉઠ્યો. થોડીવારે ટેબલ પાસે જતાં તે ઉપર તેની નજરે કંઈક ચિઠ્ઠી જેવું પડ્યું. ઉઘાડીને વાંચતાં હર્ષનાં ચિન્હ તેની મુખમુદ્રા ઉપર સ્પષ્ટ જણાવા લાગ્યાં. વાંચી રહ્યાબાદ તે એકાએક બોલી ઉઠ્યો:–પુજ્ય પિતા! આટલો બધો ફેરફાર! એકાએક શુભ પ્રેરણા! પરંતુ તે કારણ સિવાય કેવી રીતે ઉદ્ભવી!

---

રત્ન ૮ મું--

अरोगाःसर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः ।
कृतंत्रेनादिपुह्येषाभायुर्हूमतिपादशः ॥
वेदोक्तमायुम्मर्त्यानामाशिषश्चैवकर्म्मणाम् ।
फलंत्वंनुयुगंलोकेप्रभावश्वशरीरणाम् ॥

દુઃખો અને દરદોને ઉત્પન્ન થવાનું મૂળ કારણ જે અધર્મ એટલે કુદરતી ધર્મ વિરૂદ્ધ વર્ત્તન તે નહિ હોવાથી સત્ય યુગમાં દરેક મનુષ્યો રોગ રહિત હતાં. એક બીજાનો દ્વેષ, એક બીજાની હિંસા, એક બીજા પ્રત્યે પ્રપંચ, પાખંડ, મદ, મત્સર, લોભ વિગેરે નહિ હોવાથી અંતઃકરણમાં ઇચ્છેલી સકળ કામનાઓ સિદ્ધ થતી હોઇ ચારસો વર્ષનું આયુષ્ય ભોગવતાં હતાં, એટલુંજ નહિ પણ વધારે ધર્મી પુરૂષો એથી પણ અધિક આયુષ્ય ભોગવતાં હતાં જેમકે રામચંદ્રજીએ દશહજાર વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. ત્યારબાદ જેમ જેમ અધર્મ ઉત્પન્ન થઇ વધતો ચાલ્યો તેમ તેમ ધર્મના

પ્રમાણાનુસાર જે તે યુગનાં ત્રેતાયુગ એટલે ત્રણ ભાગનો ધર્મ અને એક ભાગનો અધર્મ, દ્વાપરયુગ એટલે બે ભાગનો ધર્મ અને બે ભાગનો અધર્મ, કલિયુગ એટલે કેવળ અધર્મ યુકત સમય વિગેરે નામો પડતાં જઇ તે દરેકમાં રોગોનું પ્રમાણ વધતું અને આયુષ્યનું પ્રમાણ ઘટતું જઇ હાલના સમય માટે સો વર્ષનું આયુષ્ય રહ્યું છે. પરંતુ સ્વચ્છંદી વર્તનને લીધે એટલા આયુષ્યની હદ સુધી પણ ન પહોંચતાં ઘણાંખરાં મનુષ્યોની જીવન યાત્રા તો પચ્ચીસ ત્રીશ વર્ષોની અંદરજ પુરી થાય છે. કારણ વેદો અને શાસ્ત્રોમાં કહેલું દીર્ઘાયુષ્ય, આદરેલાં કાર્યો સિદ્ધ થવાનું સંકલ્પબળ તેમજ બીજાને શાપ દેવાની તથા અનુગ્રહ કરવાની શકિત એ બધાં ધર્માધર્મ ઉપરજ આધાર રાખે છે.

કેટલાએક છોકરાઓ એક સરોવરના કિનારે રમતા હતા. ત્યાં જમીન ખોદતાં તેઓના હાથમાં ચકલીના ઇંડા જેવડા કદના કોઇ અનોખા દાણા હાથમાં આવ્યા. જેને જોઇને તેઓ આશ્ચર્ય પામ્યા. એટલામાં એક મુસાફર ત્યાં આગળ આવ્યો. અને તે પણ આ આશ્ચર્યકારક ચીજને જોઇને ચકિત થઇ ગયો, જેથી તે બાળકોને કંઇક સમજાવીને તે દાણા તેણે લેઇ લીધા, અને એક નવાઇની ચીજ તરીકે ત્યાંના રાજાને ભેટ કર્યા.

રાજા તે શું ચીજ છે એમ ઓળખી શકયો નહિ, જેથી વિદ્વાનોને બોલાવીને કહ્યું કે આ શું ચીજ છે ? તેનો નિર્ણય કરો. વિદ્વાનોએ ખુબ તપાસ ચલાવી પોતાના ધર્મ ગ્રંથો તેમજ વ્યવહાર શાસ્ત્રોનાં સઘળાં પાનાં ઉલટ સુલટ ફેરવી જોયાં. પરંતુ નિશ્ચય થઇ શકયો નહિ કે એ શું ચીજ છે, ફકત એક પંડિત કે જેના

ઘરમાં એવી જાતનાં દાણા ઘણા પ્રાચિનકાળથી તેના પૂર્વજોના સંઘરેલા શિલ્કિમાં હતા, અને જેમાંથી એક દિવસ એક ચકલી થોડાએક દાણા ચાંચમાં ઘાલીને ઉઠાવી લેઇ ગઇ હતી, તેણે દઢતાથી જણાવ્યું કે "આ કોઈ પણ જાતના અનાજના દાણા છે."

આ સાંભળી રાજાને ઘણો અચંબો ઉત્પન્ન થયો, અને તેથી એવડું મોટું અનાજ કયાં થાય છે? તેનો શોધ કરવાની વિદ્વાનોને આજ્ઞા કરી. વિદ્વાનોને તો કેવળ પુસ્તકોનોજ આશ્રય હતો, જેથી તેઓએ ફરીથી પુસ્તકોનાં પાનાં ફેરવવાં શરૂ કર્યાં, પરંતુ કંઇ પણ પત્તો લાગ્યો નહિ. જેથી રાજાની પાસે આવી નિરાશા ભર્યો ઉત્તર આપ્યો. હવે રાજાએ ખેડુતોને પુછવાનો ઇરાદો કર્યો, કેમકે ખેડુતોનો સબંધ ખેતી સાથે હોવાથી કદાચ તેઓએ પોતાના પૂર્વજોથી આવડા મોટા અનાજની વાત કોઇ પણ વખત સાંભળી હશે.

પંડિત અને વિદ્વાનોને વિદાય કરીને રાજાએ વૃદ્ધ અને અનુભવી ખેડુતોને બોલાવ્યા. એ બધા ખેડુતોએ એક બીજા સાથે મસલત કરીને જવાબ આપ્યો–રાજન્! અમને તો એમાં કંઇ સુઝ પડતી નથી, પરંતુ ફલાણો ખેડુત ઘણો વૃદ્ધ છે અને તેથી કદાચ તે આ વિષયમાં કંઇ જાણતો હશે માટે આપ તેને બોલાવો. રાજાએ તરતજ તેને બોલાવી લાવવાને દુતોને આજ્ઞા કરી.

આ વૃદ્ધના દાંત પડી ગયા હતા. બધા વાળ સફેદ થઇ ગયા હતા, સાંભળવાની તેમજ જોવાની શકિત પણ કમ થઈ હતી. તેમજ બે લાકડીઓની મદદથી ઘણી મુસ્કેલી ભરી રીતે ચાલી શકતો હતો.

આ વૃદ્ધ ખેડુત આવતાની સાથેજ રાજાએ એના હાથમાં તે અનાજના દાણા આપ્યા અને પૂછયું:—"શું તું જાણે છે કે એવું અનાજ કોઈ દેશમાં થાય છે ? ઓછું સાંભળવાના કારણને લેઇને તે રાજાની વાત ઘણી કઠીણતાથી સમજી શકયો અને અનાજના દાણા હાથમાં લેઇને કેટલીએકવાર સુધી તપાસી જોઇને પછી બોલ્યો:—રાજન્ ? એવડું મોટું અનાજ મેં મારી જીંદગીમાં જોયું નથી, વેચ્યું નથી, તેમજ કોઇને વેચતાં પણ જોયું નથી. જેથી કંઇ પણ કહી શકું તેમ નથી. પરંતુ જો આપને આ બાબતની ખાસ જરૂરજ હોય તો મારા પિતાશ્રીને પુછી જુઓ.

રાજાએ તેના પિતાને બોલાવ્યો. તે માત્ર એકજ લાકડીના ટેકાના આધારે દુતોની સાથે ઝડપથી ચાલતો આવ્યો. તેની આંખોનું તેજ બરાબર હતું. કાનો વડે જો કે કંઈક ઓછું સાંભળતો હતો, પરંતુ પોતાના છોકરાની માફક બહેરો નહોતો. રાજાએ તેને જોતાંજ જેવો પ્રશ્ન તેના છોકરાને પૂછયો હતો તેવોજ પ્રશ્ન તેને પણ કર્યો. વૃધ્ધે નમ્રતાથી જવાબ દીધો—રાજન્ ! આવડા મોટા અનાજના દાણા મેં કદી વાવ્યા નથી, તેમજ કદી વેચાતા પણ લીધા નથી, કેમકે અમારા વખતમાં દરેક ખેડુત પોતાને જોઇએ તે કરતાં પણ વધારે અનાજ પેદા કરી શકતો હતો. જો કે મારા સમયમાં આજકાલના અનાજ કરતાં મોટા દાણા થતા હતા, પરંતુ આવડા મોટા નહિ, મારા પિતાશ્રી કહે છે કે તેઓના સમયમાં ચકલીના ઇંડાં જેવડા દાણા થતા હતા.

રાજાએ તેના પિતાશ્રીને બોલાવવાની આજ્ઞા કરી, જેથી નોકરો તરતજ તેને બોલાવી લાવ્યા. તેના હાથમાં ટેકો દેવાને માટે

સાંકડી વિગેરે કંઇ પણ સાધન નહોતુ. આંખ, કાન વિગેરે ઇન્દ્રિયો મજબુત હતી. દુતોના બોલાવવાથી તરતજ તે ઝપાટાબંધ ચાલતો રાજાની આગળ આવી હાજર થયો. રાજાએ તેને તે દાણા બતાવ્યા જે ઉલટસુલટ ફેરવીને પછી બોલ્યો:—આવા મોટા દાણા જોયાને મને ઘણાં વર્ષો થઈ ગયાં છે. કારણ આજકાલ આવું અનાજ પાકતું નથી. આમ કહી તેણે તે અનાજના દાણા મહોડામાં નાંખી દાંતો વડે ભાંગી નાંખ્યા. પછી ઘણા હર્ષથી કહેવા લાગ્યો. રાજન્ ! મારા સમયમાં એવા અનાજના દાણા થતા હતા.

રાજાએ તેની વાતોને સાચી ન માની ફરીથી પ્રશ્ન કર્યો ! આજથી પહેલાં તેં એવું અનાજ કયાં દીઠું હતું ? તારા ખેતરમાં થતું અથવા તો તું કોઈ ઠેકાણેથી ખરીદતો હતો ? ખેડુને દઢતાથી ઉત્તર આપ્યો. રાજન્ ! મારા સમયમાં સઘળા ઠેકાણે એવું અનાજ થતું હતું. હું એવાજ અનાજને ખાઇને બચપણથી મોટો થયો છું. જેને હું વાવતો હતો તેમજ લણતો હતો તે આજ અનાજ છે.

રાજાએ ફરીથી પ્રશ્ન કર્યો. તારા ખર્ચનું સર્વે અનાજ તું ઘેર પેદા કરતો હતો અથવા કંઇ વેચાતું પણ લેતું પડતું હતું.

આ વૃદ્ધ હસીને બોલ્યો:—' રાજન્ ! મારા સમયમાં અનાજ વેચવું એ મહાપાપ ગણવામાં આવતું હતું અને તેથી એ પાપ કોઇ પણ કરતું નહોતું. એ સમયમાં પૈસાનો મોહ આજના જેવો હતો નહિ, તેથી તેની કંઇ પણ કિંમત નહોતી. દરેક મનુષ્ય પોતાના કુટુંબના માટે અનાજનો સંગ્રહ કરી રાખતું હતું. સઘળાં મનુષ્યો એ વાત સારી પેઠે જાણતાં હતાં કે પરમાત્માએ આ બધું

જગત્ સર્વેના ઉપયોગ માટેજ બનાવ્યું છે, અને તેથી દરેક મનુષ્ય તેના ઉપર સરખો હક ભોગવી શકે. આવી સમજણને લેઇને તે સમયમાં જમીન ઉપર કોઇની પણ માલિકી માનવામાં આવતી નહોતી. જેની ઇચ્છામાં આવે તે જગ્યાએ તે ગમે તેટલી ખેતી કરી શકતો હતો અને તે ખેતીની કુલ પેદાશનો માલિક તે પોતેજ ગણાયો જતો હતો. પૃથ્વીનો માલિક જો કે સહુ કોઇ છે અથવા તો ઇશ્વર છે, અને તેથી જે મહેનત કરે તે ખાય, તેમાં બીજા કોઇનો હક પોષાય નહિ એવો તે સમયમાં સિદ્ધાન્ત હતો.

આ સાંભળી રાજાને ઘણો આનંદ ઉત્પન્ન થયો, જેથી તેણે જીજ્ઞાસુ થઇને પૂછયું કે:—તારા સમયમાં આવડું મોટું અનાજ થતું હતું અને હવે થતું નથી તેનું કારણ શું છે ? વળી તારા છોકરાનો છોકરો બે લાકડીઓના ટેકા વડેજ ચાલી શકે છે, તારો છોકરો એક લાકડીના આધારથી ચાલે છે, અને તારે લાકડીની જરૂર પડતી નથી એનું શું કારણ છે ? તારી દૃષ્ટિ સ્પષ્ટ છે, શ્રવણેન્દ્રિય પણ તીક્ષ્ણ છે, સારી પેઠે બોલી શકે છે, ત્યારે આમ ઉત્તરોત્તરમાં ક્ષીણતા પેસવાનું શું કારણ છે ?

વૃદ્ધે ઉત્તર આપ્યો-એનું એવું કારણ છે કે:—મારા સમયમાં દરેક મનુષ્યો જાત મહેનત કરીને પોતાની આજીવિકાનું સાધન પેદા કરતાં હતાં અને આજકાલનાં મનુષ્યો બીજાની મહેનત ઉપર પોતાનો નિર્વાહ કરવાની ઇચ્છાવાળાં થઇ ગયાં છે. આગળના લોકો કુદરતના નિયમોને અનુસરીને ચાલતા હતા. ઇશ્વરને ઓળખતા હતા, જેથી કોઇ પણ નઠારું કૃત્ય કરતાં ડરતા હતા.

આજના લોકોએ ઇશ્વરને દેશવટો દીધો છે, જેથી મરણ પછીની જવાબદારીમાંથી નિર્ભય બની મન ગમતું સ્વચ્છંદી વર્ત્તન ચલાવે છે. આગળ પચીશ વર્ષની ઉમ્મર થતા સુધી બ્રહ્મચર્ય પાળ્યા સિવાય કોઇ પણ પુરૂષ લગ્ન નહિ કરતા હતા, આજે ગર્ભમાંથીજ પરણાવવામાં આવે છે. આગળ વર કન્યા વચ્ચે નવ વર્ષનું અંતર રાખવામાં આવતું હતું. આજે વર કરતાં કન્યાની ઊમર મોટી હોય છે. 'આગળ જે કંઇ મળતું તેમાં સંતોષ માનવામાં આવતો હતો. આજે કરોડાધિપતિ થવા છતાં પણ તૃષ્ણાની શાન્તિ થતી નથી. આગળ પરાયુ ધન પચાવવાની કોઈની બદદાનત થતી નહોતી, આજે હરામનો માલ બહુ મીઠો લાગે છે. આગળ સાધુ પુરૂષોનું સન્માન થતું હતું, આજે પાખંડ પુજાય છે. આ પ્રમાણે હાલમાં સમય બદલાઇ ગયો છે, મનુષ્યોની નિષ્ટામાં તફાવત પડી ગયો છે, આચરણ બગડી ગયાં છે, એજ કારણથી દરેક વ્યકિત અને વસ્તુની સ્થિતિમાં અવનતિ થતી ચાલી છે.



રત્ન ૯ મું—

धनानिभूमौपशवश्वगोष्टेभार्यागृहद्वारौजनःस्मशाने ॥
देहचितायांपरलोकमार्गेकर्मानुगोगच्छतिजीवएकः ॥

ગમે તેટલું ધન હોય તો પણ તે ભૂમિમાંજ ડાટેલું રહે છે, પશુઓ ગૌશાળામાંજ રહે છે, સ્ત્રી ઘરના બારણા આગળજ અટકે છે, ઇષ્ટ મિત્રો સ્મશાનમાંથીજ પાછા વળે છે, સુંદર શરીર હોય

તો પણ તે ચિંતામાંજ રહે છે, અને માત્ર સારાં કિંવા નરસાં કર્મોનું ફળ સાથે લેઇને જીવ એકલોજ પરલોકના માર્ગે જાયછે.

વિશ્વ વિખ્યાત મહાન સિકંદરશાહનું નામ, કીર્તિ, વિદ્વતા, સાહસ, પરાક્રમ અને યુદ્ધ કરવાની કૌશલ્યતા કોઇનાથી પણ ભાગ્યેજ અજાણ્યાં હશે.

કહેવાય છે કે જ્યારે તેનો ભૂમિ માતાની કોમળ સોડમાં સુવાનો સમય સમીપ આવ્યો, તે વખતે તેણે પોતાના મુખ્ય રાજ મંત્રીને પાસે બોલાવીને કહ્યું કેઃ—મંત્રીજી! મારા મરણ પછી મારું જગત્ વિજયી બધું સૈન્ય અસ્ત્ર શસ્ત્રોથી સજ્જ થઇને મારા શબની સાથે કબ્રસ્તાન સુધી જોડે ચાલે એવો બંદોબસ્ત કરજો. સઘળો ધનભંડાર સાથે લેજો, લુકમાન હકીમને મારી નાડી ઝાલી-ને જોડે બેસાડજો, અને મારા બન્ને હાથ કફનમાંથી બહાર કાઢી ખુલ્લા રખાવજો.

જ્યારે સિકંદર બાદશાહ ગુજરી ગયો ત્યારે મુખ્ય મંત્રીએ તેના કહેવા મુજબ સઘળી વ્યવસ્થા કરી. રાજ્ય ભંડારના હીરા, માણેક, મોતી, પન્ના, સુવર્ણ વિગેરે સમસ્ત ધનથી લાદેલા હા-થીઓને સહુની આગળ કરવામા આવ્યા, અને તેઓની પાછળ અત્યંત પરાક્રમી અસંખ્ય મહા વીરોની સંપૂર્ણ આયુધોથી સજે-લી ચતુરંગી સેના ચાલતી હતી. સેનાની પાછળ મૃત્યુ શય્યા ઉપર હાથમાં નાડી ઝાલીને માથા આગળ બેઠેલા લુકમાન હકીમ સાથે બાદશાહનું શબ લેઇ જવામાં આવ્યું. અને તે શબના મુઠીઓ વાળ્યા સિવાયના બન્ને હાથ ખુલ્લા રાખી કફનમાંથી બહાર કાઢ-વામાં આવ્યા હતા.

આ રીતે શબની સાથે બધી ચીજો નગરની પરીક્રમા કરી શોકાતુર મુખમુદ્રાથી પાછી ફરી. આ બનાવે નગરવાસીઓને ઘણા અચંબામાં નાંખ્યા, કેમકે આવા પ્રકારની વ્યવસ્થા કોઈના પણ મરણ વખતે કરવામાં આવી નહોતી.

સંસારના નિયમ પ્રમાણે જનસમૂહમાં અનેક પ્રકારની વાતો ચાલવા લાગી. જુદાં જુદાં મનુષ્યોએ પોતપોતાની બુદ્ધિ અનુસાર અનેક પ્રકારની કલ્પનાઓ ગોઠવી. કોઇ કોઈ તો એમ પણ કહેવા લાગ્યા કે મરતી વખતે પણ સિકંદર બાદશાહના મનમાંથી બાદશાહી રાજવૈભવની આસકિત નહિ ટળવાથી મોહવશ થઇનેજ આવી વ્યવસ્થા કરવાની આજ્ઞા કરી હતી. આ રીતે અનેક પ્રકારના તર્ક–વિતર્કથી બધા નગરમાં કોલાહલ મચ્યો. કોઇ કોઇ એક બીજાની વાતને ટેકો આપવા લાગ્યા તો બીજા ખંડન કરવા લાગ્યા.

જ્યારે લોકોમાં આ મુજબ વિધ વિધ વાગ્યુદ્ધ થતું હતું, તેવામાં એક અનુભવી અને દુરદર્શી વિદ્વાન્ ત્યાં આગળ આવી ચડયો. જેણે સઘળી હકીકત જાણ્યા પછી કહ્યું કે લોકો ફોગટનો વાદવિવાદ શા માટે કરો છો ? હું જે કહું છું તે સાંભળો ! સાચી વાત તો એ છે કેઃ—જો કે બાદશાહ તો આ દુનિયાંને હમેશના માટે છોડીને ચાલ્યા ગયા છે, પરંતુ આપણને એક અમૂલ્ય શીખામણ દેતા ગયા છે, અને તે શીખામણ એ છે કેઃ—મૃત્યુથી કોઈ બચી શકે તેમ નથી, ગમે તો રાજા હોય, પ્રજા હોય, ધનવાન્ હોય, અમીર હોય, વૈરાગી હોય કિંવા ગૃહસ્થ હોય, પરંતુ તે દરેકને એક નહિ અને એક દિવસ આ અસાર સંસારને છોડીને જવું પડે છે.

જે અતુલિત બળવાળી સેન્યાએ બાદશાહના પરસેવાનું એક ટીંપુ પડવાની જગ્યાએ પોતાના લોહીની નીકો વહેવડાવતી હતી, અને બાદશાહના રક્ષણ માટે પોતાના જીવની કંઇ પણ દરકાર નહિ રાખતી હતી તે પણ સાથે હોવા છતાં કાળને કંઇ પણ કરી શકી નહિ, મૃત્યુને એક ક્ષણ પણ રોકી શકી નહિ, અને તે વિશ્વ વિજયી સૈન્યના વચ્ચેથી કાળે પોતાનો ડંકો બજાવી સમ્રાટને લેઇ લીધો. આ ઉપરથી પોતાના શબ સાથે સૈન્યા ચલાવી સિકંદરે આપણને ઉપદેશ આપતો ગયો છે કેઃ—કોઇ પણ કોઇને મૃત્યુના મુખમાંથી બચાવી શકે તેમ નથી. કાળની આગળ રાજા, પ્રજા, ધનવાન્, દરિદ્રી એ સહુ સમાન છે, અને તે કોઇનાથી પણ ન જીતી શકાય તેવો મહા બળવાન છે, ત્યારે વિશ્વ વિજયિની મહા સૈન્યાઓ પાસે રાખવાનું પણ શું પ્રયોજન છે? સંસારના નિ- રાપરાધિ કિંવા નિર્બળ મનુષ્યોને ડરાવી દુઃખ દેવાનો કેવળ આ- ડંબર માત્રજ છે.

લુકમાન હકીમ કે જેણે પોતાની વિદ્વતાને લેઇને આખા વિશ્વમાં પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હતી. જેણે પોતાના ઔષધોથી અનેક મડદાંને સજીવન કર્યાં હતાં, તેવો હકીમ બાદશાહની નાડી પકડીને પાસે બેઠેલો હોવા છતાં પણ કંઇ ન કરી શકયો, અને તેની ન- જર આગળથીજ કાળ પુરૂષ બાદશાહનો પ્રાણ હરી ગયો. આથી કાળ સહુ ઉપર વિજયી છે, અને જ્યારે તે આવી પહોંચે છે, ત્યારે કોઈ પણ વિદ્યા, કોઇ પણ ઔષધ, કોઈ પણ કળા કામ લાગતી નથી.

અનેક પ્રકારનો ધન વૈભવ પાસે હોવા છતાં અને તેને સ્મ-

શાનભૂમિ સુધી સાથે લેઇ જવામાં આવ્યા છતાં પણ તેમાંથી કંઇ પણ સાથે લેઈ જઇ શકાયું નહિ. અખિલ ભૂમિના સ્વામિને પણ ખાલી હાથે જવું પડયું. જે કંઇ સારાં નરસાં કૃત્યો પોતાની હયાતિમાં કર્યાં હશે, જે કંઇ પરોપકાર અર્થે વાપર્યું "હશે તેજ સાથે ગયું. બાકી કંઇ પણ લેઈ જઇ શકાયું નહિ. કુબેરના જેટલી સંપત્તિવાળા મહાન્ પુરૂષની સાથે માત્ર કફન સિવાય બીજું કંઇ પણ નહિ ગયું. અને તે કફન પણ માત્ર કબર પર્યંતજ— આ ઉપરથી કોઇએ કહ્યું છે કે:—

અતુલિત ધન ઔર સૈન્ય, સભી જહાં કે માલીક થા,
સિકંદર જબ ચલે દુનિયાંસે, દોનો હાથ ખાલી થા.



રત્ન ૧૦ મું.—

यस्यभार्याशुचिर्दक्षाभर्तारमनुगामिनी ॥
नित्यंमधुरवक्रीयसारमानरमारमा ॥ १ ॥

જેની સ્રી પવિત્ર આચરણોવાળી, કાર્યો કરવામાં દક્ષબુદ્ધિવાળી, ભરથારની ઇચ્છાને અનુસરીને ચાલનારી તથા હમેશાં પ્રસન્ન મુખવાળી અને મધુર ભાષણો કરવાવાળી છે, તેજ લક્ષ્મી છે. બારી લક્ષ્મી એ કંઇ લક્ષ્મી નથી. કેમકે ગૃહમાં કુભાર્યા હોય તો અઢળક સંપત્તિ હોવા છતાં પણ કંઇ સુખ ઉત્પન્ન થતું નથી.

એક સમયે વનવાસી પાંડવો તિર્થયાત્રા પૂર્ણ કરીને અને

ગંધમાદન પર્વત ઉપર અર્જુનનો મેળાપ કરીને કામ્યક વનમાં ગયા. એટલામાં પાંડવોના પ્રિયસખા શ્રીકૃષ્ણ પોતાની પ્રિયતમા સત્યભામાને સાથે લેઇને ત્યાં આગળ આવ્યા અને અત્યંત પ્રેમથી એક બીજાને ભેટી કુશળ વાર્તા પુછી, એટલામાં માર્કંડેય ઋષિ ત્યાં આગળ આવી પહોંચ્યા, જેથી અત્યંત ભકિત ભાવથી સહુએ તેઓની પુજા કરી. પાંડવોના સન્માનથી પ્રસન્ન થઇને મહર્ષિ અનેક પ્રકારના ઉપદેશથી યુકત વાતો સંભળાવવા લાગ્યા.

બીજી બાજુ શ્રીકૃષ્ણની પ્રિયતમા સત્યભામાને દ્રૌપદી તેમજ બીજી અનેક સ્ત્રીઓ મળી પ્રસન્ન થઇ, અને કુરૂ તથા યદુવંશ સંબંધી અનેક વાર્તાઓ કરી પોતાનો સમય વ્યતીત કરવા લાગી.

કેટલીએક હાસ્ય વિનોદની આડીઅવળી વાતો કર્યા પછી સત્યભામાએ દ્રૌપદી પ્રત્યે વાત ઉપાડી કે હે સખી! તું પાંડવોના સાથે એવું કેવું વર્તન રાખે છે કે જેથી તેઓ તારા ઉપર હમેશાં આટલા બધા પ્રસન્ન રહે છે? કોઈ પણ દિવસ એક ક્ષણવાર પણ તારો વિયોગ સહન કરી શકતા નથી. સ્ત્રીને એક પતિ પણ હમેશાં પ્રસન્ન રાખવો મુશ્કેલ થઇ પડે છે, ત્યારે એક સામટા પતિ હોવા છતાં પણ તે દરેકને એક સરખી રીતેજ પ્રસન્ન રાખવાને તેં કઇ યુકિત કામે લગાડી છે? શું કોઇ ઓષધિ અગર મંત્રના બળથી તો તેં તેમને તારા વશ નથી કરી લીધા? જો તેમ હોય તો તે વિદ્યા મને બતાવ કે જેથી મારા પતિ પણ સદેવ મારા વશ રહે.

સત્યભામાના વચનો સાંભળીને પતિવ્રતા દ્રૌપદીએ થોડીએક-

વાર હસીને ઉત્તર દીધો. હે! સખી! મંત્ર, તંત્ર, ઔષધિ, મોહની અથવા તો વશીકરણ વિદ્યા જેવી કંઇ પણ વાત હું સમજતીજ નથી. અને કદાચ આવા પ્રયત્નોથી પોતાના પતિને વશ કરવાને કોઇ સ્ત્રી ચેષ્ટા કરતી હોય તો તે ખરેખર મૂર્ખ છે એમ હું માનું છું. કેમકે મંત્ર, તંત્ર વડે કદી પણ કોઇ સ્ત્રી પોતાના સ્વામિને વશ કરી શકે એ વાત તદન ગલત છે. વળી અજાણ્યાં ઔષધો તેમજ વશીકરણ માટે બીજાએ આપેલી અજાણી ચીજો ખવડાવવાથી માત્ર સ્વામિના શરીરનેજ નહિ, પરંતુ વખતે પ્રાણને પણ હાનિ પહોચે છે, એટલા માટે એવા અધમ ઉપાયોથી પતિને પ્રસન્ન કરવાનો પ્રયાસ કરવો એ સર્વથા નિન્દનીય અને મુર્ખાઇનું કાર્ય છે. આવા ઉપાયોથી પતિ કદી પણ વશ થતો નથી પરંતુ પતિને વશ કરવાની જે જુદીજ વિદ્યા મેં ઉપયોગમાં લીધી છે કે જેના લીધે પાંડવો હમેશાં મારા વ્યવહારથી સંતોષિત રહે છે, તે વિદ્યા હું તને સંભળાવું છું, માટે મન લગાડીને સાંભળ!

હું મારા સિવાયની પાંડવોની બીજી સ્ત્રીઓ સાથે કદી પણ બુરૂ વર્ત્તન ચલાવતી નથી, પરંતુ ક્રોધ, અહંકાર, ઇર્ષ્યા, અને હરીફાઇને છોડીને હમેશાં તેઓની સેવા કર્યાં કરૂં છું.

હું કદીપણ મુખમાંથી કુવચન કાઢતી નથી. જો કદી મને કોઇ કંઇ અનુચિત વચન કહે છે તો ધીરજથી હું તે સહન કરી લેઉં છું પરંતુ કદીપણ તેનો પ્રત્યુતર એટલે સામો જવાબ વાળતી નથી. હું મારા પતિઓની ઇચ્છાને અનુસરીને દરેક કાર્ય કરૂં છું. તેઓને અપ્રિય લાગે એવું કૃત્ય અથવા તો આચરણ કદી ભૂલમાં

પણ હું કરતી નથી. દરરોજ ઘરને મારા હાથેજ વાળી ઝાડીને સાફ રાખું છું. દાસ, દાસીઓ હાજર હોવા છતાં પણ દરરોજ દરેક વખતે હું મારા હાથેજ રસોઇ બનાવીને પતિઓને જમાડયા બાદ જમું છું. આળસને કદી પણ મારી નજીક આવવા દેતી નથી. હમેંશાં જે કાર્ય જે વખતે કરવું જોઇએ તે વખતે હું બરાબર રીતે પૂર્ણ કરૂં છું. જ્યારે મારા પતિઓ કોઇપણ કાર્યના માટે બાહેર જાયછે, ત્યારે તેઓની ગેરહાજરીમાં સુગંધિ, પુષ્પો, સુવસ્ત્રા-લંકારાદિ શણુગાર વિગેરેનો ત્યાગ કરીને તેઓનું મંગળ થાય એવા હેતુથી જપ, તપ, વ્રત, અનુષ્ઠાન વિગેરે આરંભુ છું. હૃદયમાં કોઇપણ પ્રકારનો પ્રપંચ રાખ્યા સિવાયનો નિર્મળ સાચો પ્રેમ હું તેઓના પ્રત્યે ધરાવું છું, ભૂખ, તરસ, પ્રવાસ, શ્રમ વિગેરે કોઇપણ ઉપા-ધિની દરકાર ન કરતાં તેઓની સેવા કરવામાં હમેંશાં તત્પર રહેવું એ મારો પરમ ધર્મ સમજુ છું.

હે પ્રિય સખી સત્યભામા! પતિને વશ કરવામાં મેં જે જાદુવિદ્યા કામે લગાડી છે તે મેં તને કહી સંભળાવી. એ જાદુના બળેજ મારા પતિઓ હમેંશાં મારા ઉપર પ્રસન્ન રહે છે. અને તેથી જો તું પણ એ વિદ્યાનો ઉપયોગ કરીશ તો તારી મનકામના પણ સિદ્ધ થશે.

---

રત્ન ૧૧ મું—

सर्व भूतस्थमात्मानं सर्व भूतानि चात्मनि ॥
ईक्षते योग युक्तात्मा सर्वत्र समदर्शनः ॥

एवं सर्वेषु भूतेषु भक्ति रव्यभिचारिणा ॥
कर्तव्या पंडितै र्ज्ञात्वा सर्वं तमयंहारम् ॥

સઘળા સ્થળે સમાન દર્શન કરવાવાળા યોગીઓ સર્વે પ્રાણી-માત્રમાં પોતાના આત્માને તેમજ સર્વે પ્રાણીમાત્રને પોતાના આત્મામાં રહેલા જુએ છે.

જ્ઞાની મનુષ્યો જ્યારે સર્વે પ્રાણી માત્રમાં શ્રીહરિ રહેલા છે, એવું જાણીને સર્વે પ્રાણીઓની પણ ઇશ્વરની માફકજ અકપટભાવે શુદ્ધ પ્રેમથી ભક્તિ કરવી એવું તત્ત્વ જાણી શકે છે અને સર્વે પ્રાણીઓ તરફ પણ શ્રીહરિની માફકજ અવ્યભિચારિણી ભક્તિ દર્શાવી શકે છે, ત્યારેજ સાચા ભક્તો ગણાય છે. કારણ એક ક્ષુદ્ર કીડાથી માંડીને પરીબ્રહ્મ સુધી સર્વે પ્રાણીઓ એક ઇશ્વરનાંજ સ્વરૂપો છે, એમ સમજી એક ક્ષુદ્ર પ્રાણી પ્રત્યે ઇશ્વર તુલ્ય પ્રેમ ધરાવી તેની સેવા કરવી એજ ભક્તિયોગનું રહસ્ય છે.

મથુરાં નગરીમાં એક વૃદ્ધ વૈસ્ય રહેતો હતો, જે કપાળે, કાને, હાથે અને છાતીએ શ્રીકૃષ્ણના નામનાં મોટાં મોટાં તિલક છાપાં કરી રાત્રિ દિવસ શ્રીકૃષ્ણ, કૃષ્ણ એવો જાપ જપ્યાં કરતો, તેમજ ઠાકોરજીની મનોહર પ્રતિમા રાખી વિધવિધ પ્રકારનાં લાડ લડાવતો હતો, જેથી આખા શહેરમાં તે પરમ ભક્ત મનાતો હતો. એક દિવસે પ્રભાતના સમયમાં આકાશવાણી થઇ કે ગૌલોકમાંથી શ્રીકૃષ્ણ ભગવાન્ આજે આ નગરમાં આવશે અને જે ભગવાનનો પરમ ભક્ત હશે તેના ઘેર ઊતરશે. આ ઉપરથી તે વૈસ્યના મનમાં વિ-

ગાર થયો કે ઘણું કરીને ભગવાન્ મારા મંદિરમાંજ ઊતારો લેશે. કેમકે લોક વાયકા સાંભળવા મુજબ તો મારા કરતાં અન્ય કોઈ પરમભક્ત નથી. આવો વિચાર કરીને તે ભક્તરાજે તરતજ પોતાના ઘરને બરાબર સ્વચ્છ અને શોભીત કર્યું, તેમજ પ્રભુનો સત્કાર કરવાને વિધવિધ જાતની પુજન સામગ્રી તેમજ ખાનપાનાદિનું સાહિત્ય તૈયાર કરવા માંડયું. કદાચ સઘળી તૈયારી થઇ રહેતા પહેલાં પ્રભુ પધારે તો બરાબર રીતે સત્કાર થઇ શકે નહિ. એમ ધારીને અત્યંત ત્વરાથી આ ભક્તરાજ પોતાનું કાર્ય કરવામાં મશગુલ થયો હતો, એવામાં એક પતિ પુત્ર વિનાની નિરાધાર સ્ત્રી તેના બારણા આગળ આવી અને પોતાના દુઃખની વાત કહી મદદ માગવા લાગી. આ સાંભળી ભક્તરાજે પ્રત્યુત્તર વાળ્યો કે આજે મેં એક મહાન્ કાર્ય આદરેલું હોવાથી ઘણા કામમાં છું જેથી તને સહાય કરી શકું તેમ નથી. વધારે તો શું પરંતુ તારી વાત સાંભળવાને પણ મને અવકાશ નથી, તેથી અહીંઆં ઊભી રહી ફોગટનો કંટાળો આપતી નહિ.

આ સાંભળી તે સ્ત્રી નિશ્વાસ નાંખી ત્યાંથી ચાલી ગઇ અને ભક્તરાજ પુરતા દમામથી બીજા કામમાં પ્રવૃત્ત થયા. થોડીએક ક્ષણો વીત્યા પછી એક લુલો ભિખારી ત્યાં આગળ આવી ચડયો અને પ્રાર્થના કરવા લાગ્યો કેઃ—હું ઘણા દુરથી મુસાફરી કરતો આવું છું, જેથી શ્રમિત તેમજ ક્ષુધાતૃષાથી આકુળ વ્યાકુળ થયો છું. માટે ઇશ્વર પ્રીત્યર્થે જો થોડું ઘણું ખાવાનું આપો અને થોડીકવાર અહીં વિશ્રામ લેવા દો તો મોટી મહેરબાની.

આ સાંભળી શેઠે ઊત્તર વાળ્યો કે ભાઇ! હું તને જોઇ

અત્યંત દુઃખી છું. જેથી મારા મંદિરમાં અનેક પ્રકારનાં ભોજનો તૈયાર છે, જેમાંથી તને થોડું ઘણું પણ આપી તારી ક્ષુધા શાન્ત કરત, પરંતુ તે જેના માટે બનાવ્યાં છે, તેને જમાડ્યા પહેલાં તેમાંથી તને કંઇપણ આપી શકું તેમ નથી. વળી અહિંઆં તને વિશ્રામ કરવા દેવાનો પણ પ્રસંગ નથી. કેમકે મારે ત્યાં હમણાં કોઈક મ્હોટા મહેમાન આવનાર છે. માટે તું કોઇ બીજા ઠેકાણે જઈ વિશ્રામ કર.

આ સાંભળી તે લુલો અતિથી નિશ્વાસ નાંખી ચાલ્યો ગયો. શેઠ પણ બધું કાર્ય અટપી રહ્યા જેથી પ્રભુની વાટ જોતા બેઠા. એવામાં ત્યાં આગળ એક રડતું કકળતું બાળક આવ્યું. આ બાળકના હાથની આંગળીઓ કચરાઇ જવાથી તેમાંથી અત્યંત લોહી વહેતું હતું, જેથી તે બાળકે ધ્રુજતા શરીરે પોતાને કંઇક પાટો પીંડી કરવાને પ્રાર્થના કરી. એ સાંભળી ભક્તરાજે ઉત્તર વાળ્યો કે ભાઇ! હાલ તારૂં કામ કરવાને હું નવરો નથી, માટે કોઈ બીજાના ત્યાં જા.

આ પ્રમાણે બાળકને વિદાય કરીને શેઠ મોટા સ્વરે શ્રીકૃષ્ણ, કૃષ્ણ ઉચ્ચરતા ભગવાનની વાટ જોવા લાગ્યા. લગભગ સૂર્યાસ્તનો સમય થવા આવ્યો, પરંતુ કોઈ આવ્યું નહિ. જેથી હવે શેઠ ધીરજ ખોઇ સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યા કેઃ—અરે! હું ક્યારનોએ સઘળી તૈયારી કરી રહ્યો છું, છતાં હજુ પણ કોઇ આવ્યું નહિ તો શું પ્રભુ કોઇ બીજાના ત્યાં તો નહિ પધાર્યા હોય? અત્યાર સુધી જ્યારે કોઇ આવ્યું નહિ ત્યારે ખચિત તેમજ થયું હશે, તો પછી

શું મારો સઘળો શ્રમ નિષ્ફળ ગયો ? ખરેખર ! તેમજ થયું. એવા વિચારથી ભક્ત શેઠ અત્યંત દુઃખી થઇ હાથ જોડી આર્દ્ર હૃદયથી સજળ નેત્રે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે પ્રાર્થનાના અંતમાં ક્રોધમય આકાશવાણી થઈ કે અરે અજ્ઞ ! તારા દ્વારમાં હું એક વખત નહિ પરંતુ ત્રણ વખત આવી ગયો, અને તે દરેક વખતે અત્યંત દીનવાણીથી તારી સહાયતા માટે પ્રાર્થના કરવા છતાં પણ તેં એ તરફ કંઇપણ લક્ષ ન દેતાં ત્રણે વખત સન્માન અને સહાયતા સિવાય મને વિદાય કર્યો અને હવે ફોગટના કાલાવાલા શા માટે કરે છે ?

આ સાંભળી શેઠ એકદમ ગભરાઇ દિગ્મૂઢ થઈ ગયા અને થોડીવારે શુદ્ધિમાં આવતાં બે હાથ જોડી દંડવત્ પડી ગદ્‌ગદ્ કંઠે સ્તુતિ કરવા લાગ્યા કે હે પ્રભુ ! આપને એવા સ્વરૂપોમાં હું ઓળખી શકયો નહિ તેથી કંઇ પણ સત્કાર ન કરી શકયો માટે મારા એ અપરાધોની ક્ષમા કરો. શેઠની આવી સ્તુતિ સાંભળી પ્રભુએ અશારિરીક વાણીથી ઉત્તર દીધો કેઃ—જો કે તારૂં અંતઃકરણ શુદ્ધ થયેલું જોઇ તારા અપરાધની ક્ષમા કરૂં છું, પરંતુ મારા પ્રત્યક્ષ દર્શન અને આશિર્વાદની તક તો તેં ગુમાવીજ છે. તું દરરોજ ગીતાનો પાઠ કરે છે, એ ગીતામાંજ મેં અર્જુન પ્રત્યે જણાવ્યું છે કેઃ—

**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन**
**सुखं वा यदि वा दुखं स योगी परमोमतः ॥**

પ્રાણીમાત્રનાં સુખ કિંવા દુઃખોને જોઇને જે યોગી, જે ભક્ત તેને પોતાનું સુખ કિંવા પોતાનુંજ દુઃખ માને છે, તેજ શ્રેષ્ટ યોગી, શ્રેષ્ટ ભક્ત કહેવાય છે. કારણ કે તે પોતાના દેહમાં તેમજ બીજાં સઘળાં પ્રાણીમાત્રમાં એકજ ઇશ્વર આત્મારૂપે રહેલો છે એમ સમજે છે. અને તેથી પારકાનું સુખ દુઃખ જોઇ પોતાની જાતેજ તે સુખ દુઃખનો અનુભવ કરે છે.

આમ હોવા છતાં પણ તેં મારા આ એક રૂપનું સન્માન કરવાના લોભમાં પડી બાકીનાં તારા પાસે આવેલાં ત્રણ સ્વરૂપોનો અસ્વિકાર કર્યો છે. જેથી મારો સંતોષ મેળવવાને કંઇપણ શક્તિમાન થયો નથી. માટે હવેથી પણ જો તું મને પ્રસન્ન કરવા ઇચ્છતો હોય તો આજે મારો સત્કાર કરવાને જેટલા ઊમંગથી પ્રયત્ન કરી રહ્યો હતો, તેટલાજ ઊમંગથી મન, વાણી અને શરીરવડે આ વિશ્વનાં સઘળાં પ્રાણીયો કે જે બધાં મારાંજ સ્વરૂપો છે તેમનો સત્કાર કરવા, સહાય કરવા, સેવા કરવા તત્પર રહેજે. અને જો તેમ વર્તીશ તો તત્કાળ હું પ્રસન્ન થઈ પ્રત્યક્ષ દર્શન દેઇ તારૂં ભવાબ્ધિ ભ્રમણ દુર કરીશ.

---

રત્ન ૧૨ મું—

**संगात्संजायते काम कामात्क्रोध प्रजायते ॥**

કુસંગથી કામ ઊત્પન્ન થાય છે, કામથી ક્રોધ ઊત્પન્ન થાય છે, ક્રોધથી લોભ ઊત્પન્ન થાય છે. લોભથી મોહ ઊત્પન્ન થાય

છે, એમ એક વિકારમાંથી અનેક વિકારો પેદા થાય છે.

એક વખત એક ગૃહસ્થના છોકરાને કોર્ટમાં એક ખુનના કેસ માટે ઊભો કરવામાં આવ્યો હતો તેને ન્યાયાધીશે પૂછ્યું કેઃ—તું એક સારા માબાપનો છોકરો થઈને ખુન જેવાં કામ કરે છે એ શું ? પેલા છોકરાએ તેના જવાબમાં જણાવ્યું કે સાહેબ ! હું ચોરી પણ કરૂં છું. ન્યાયાધીશે કહ્યું; શું તું ચોરી પણ કરે છે? પેલા છોકરાએ કહ્યું, સાહેબ ! હું ગણિકાને ઘેર પણ જાઊ છું. ન્યાયાધીશે પૂછ્યું, શું તું ગણિકાને ઘેર પણ જાય છે ? છોકરાએ કહ્યું, સાહેબ ! હું દારૂ પણ પીઊં છું. ન્યાયાધીશે કહ્યું, શું તું દારૂ પણ પીએ છે ? છોકરાએ કહ્યું, સાહેબ ! હું માંસ પણ ખાઊં છું. ન્યાયાધીશે કહ્યું, શું તું માંસ પણ ખાય છે ? છોકરાએ કહ્યું, સાહેબ ! હું ભાંગ, ગાંજો તથા ચડસ પણ પીઊં છું. ન્યાયાધીશે આશ્ચર્ય પામીને પૂછ્યું, અરે ! આમ છેક વહી જવાનું કારણ શું ? છોકરાએ ઊત્તર વાળ્યોઃ—શરૂઆતમાં હોટેલમાં બેસીને માત્ર ચાહા પીવાની ટેવથી તુટી ગયેલી લોકલજ્જા અને ભ્રષ્ટાભ્રષ્ટની છુટી ગયેલી લાગણી ! બીજું કંઈ નહિ સાહેબ !

---

રત્ન ૧૩ મું—

**यादृशीःजायते बुद्धिर्सिद्धिर्भवति तादृशीः ॥**

જેવાં કૃત્યો આચરવાની બુદ્ધિ ઊત્પન્ન થાય છે, તેવીજ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

એક સમયે જીવન અને મૃત્યુને અકસ્માત્ અરસપરસ સમાગમ થયો. ત્યાં જીવન મૃત્યુને પુછવા લાગ્યું કેઃ—ભાઈ !

તારાથી કોણુ કંપે છે ? તારી સત્તા કોના ઉપર ચાલી શકે છે ? તારા પાશમાં તું કોને નાખી શકે છે ? તારા સહાયકો કોણુ કોણુ છે ? એવું તે તું શું દુઃખ દે છે કે તારૂં નામ સાંભળતાની સાથેજ મોટા શુરવીરો પણુ રૂની પુણી જેવા ધોળા થઇ જાય છે ? વળી તારા પાશમાંથી કોણુ બચી શકે છે ? આ સાંભળી મૃત્યુ બોલ્યું કે હે જીવન ! રાતદિવસ જે મારૂં ચિંતવન કરે છે તેનેજ હું વહેલાં પકડું છું. નિરૂદ્યમી મનુષ્યને તો કેવળ મારા સ્મરણુ સિવાય બીજી કંઇ પણુ સુઝજ પડતી નથી. વળી કલેશ, ક્રોધ, ચિંતા અને દુર્બળતા એ મારા સાચા સહાયકો છે. મારો મુખ્ય દુત ભય છે, તે જેના મનમાં વાસ કરે છે તે પ્રાણીને અરે ! હું ઝડપાયો, અરે ! હું ચાલ્યો, હવે હું જીવવાનો નથી એવો નિશ્ચય થઇ જાય છે અને તેથી તરતજ હું તેનો ભક્ષ કરૂં છું. કોઇને પણુ મૃત્યુએ છોડયો નથી અને મને પણુ છોડશે નહિ એવો જેના મનનો નિશ્ચય થાય છે તેને પકડવાને તો વળી હું દોડતુંજ જાઉં છું. પોતાનું કર્તવ્ય બજાવવાની કાયરતા, દીનતા, નિરૂત્સાહ, અશ્રદ્ધા, ચિત્તની ચંચળતા, શંકા, પ્રમાદ, અનાચાર અને અતિ આહાર જ્યાં આગળ જોવામાં આવે છે ત્યાં આગળ મારો ડંકો વાગે છે. વળી જેના મનમાં રાગદ્વેષના, સ્વાર્થપણાના, દરિદ્રતાના અને શોક તથા મોહના વિચારો રમ્યાં કરે છે, જેનું મન રાજસ તથા તામસ સંસ્કારોથી મેલું થયેલું છે, જેના મનમાં લગારે પણુ શાન્તિ નથી તેને હું પ્રથમ પકડુ છું: મન, વાણી કે કર્મથી જે કદી પણુ બીજાને સુખ ઉપજાવી શકતા નથી, અને હમેંશાં અધર્મ માર્ગેજ પ્રવર્ત્તે છે તેઓ મારા ત્રાસ થઇને પોતપોતાનાં કર્માનુસાર કષ્ટ ભોગવે છે.

હે જીવન ! મેં મારી વાત કહી હવે મનુષ્યો હમેંશાં તને કેવી રીતે પ્રાપ્ત કરી શકે તે સંભળાવ !

જીવન કહે ભાઇ ! હું આ વિશ્વમાં સર્વ સ્થળે સર્વ વસ્તુમાં અખંડ વ્યાપી રહેલું છું. વિશ્વના સઘળા જડ અને ચેતન પદાર્થો પૈકી એક અણુ પણ મારા સિવાય ખાલી નથી, પછી કોઇમાં પૂર્ણ દૃશ્યપણે તો કોઇમાં ગુપ્તપણે પણ મારો નિવાસ તો છેજ. મારો એક નિવાસ સ્થાન સૂર્ય તો પ્રસિદ્ધજ છે, ત્યાંથી સૂર્યનાં કીરણોદ્વારા સારા કે નરસા મને જે યોગ્ય લાગે તેવા રૂપે હું દરેક સ્થળે પ્રવેશ કરૂંછું. દરેક પ્રાણી, પદાર્થ વિગેરેના દેહમાં પ્રાણ એ મારૂં બીજું સ્થાનક છે, ત્યાં આગળ હું હમેંશાં રહું છું અને જે કુદરતે અનુસરીને ચાલે છે તેને દીર્ઘાયુષ્ય દઉંછું. અનાજમાં પણ મારો વાસ છે અને તેથી જે વિધિસર પથ્ય ભોજન કરે છે તેઓ પણ તન અને મનની શક્તિ સાથે દીર્ઘાયુષ્ય પ્રાપ્ત કરે છે. જળમાં પણ મારો વાસ છે, અને તેથી તેનું પણ જે વિધિસર પાન કરે છે તે મને પામે છે. વળી કોઇપણ પ્રકારની ઉપાધિ રહિત સ્થળ, શાન્ત, નિર્મળ અને પ્રસન્ન મન તથા વાતાવરણ અને નિર્દોષતા એ પણ મારો ગુરૂ આશ્રમ છે. વળી તત્વચિંતન અને વિશ્વ પ્રેમ-રૂપી હરિભક્તિમાં હું જેટલું વસુછું તેટલું બીજા કોઇપણ સ્થળે વસતું નથી. જે પ્રાણી જીતેન્દ્રિય, અંતઃકરણની શુદ્ધિવાળો અને રાગદ્વેષ રહિત છે તેજ મારે વસવાનો મહેલ છે. જે હમેંશાં કુદ-રતી ધર્મને અનુસરીને વર્તે છે, મારા સ્મરણને કરે છે, મને સર્વ સ્થળે જુએ છે, અશુભ વિચારોને છોડી દેઇને હમેશાં મંગળમય વિચારોને સેવે છે, પોતાના ઇષ્ટ દેવમાં ચિત્ત રાખીને નિરાભિના-

નપણે રહે છે તેના દેહમાં હું ઓતપ્રોતપણે વસુછું. હે મૃત્યુ ! હવે તને અધિક શું કહું, જે દૃઢ શ્રદ્ધાથી મને સ્મરે છે તેનામાં હું રહું છું. મને પ્રાપ્ત કરવું કંઇ કઠિન નથી, કારણ કે હું સર્વે પ્રાણીમાત્રના હૃદયમાંજ રહું છું અને તેથી જો ત્યાં આગળ મારો સંયમ કરે તો તે પ્રાણી અવશ્ય મને પ્રાપ્ત કરે છે. હે ભાઈ! ખરૂ જોતાં તો આપણે બન્ને બંધુ રૂપજ છીએ અને શાસન કરવાનું તેમજ ફળ દેવાનું કાર્ય કરીએ છીએ. જે યોગ્ય નિયમોથી વર્તે છે તેને જે ગતિ હું આપું છું તેજ ગતિમાં તું પણ શાસન દેઇને સ્થાપે છે. ફરક માત્ર એટલોજ છે કે જ્યારે મારો માર્ગ સૌમ્ય છે ત્યારે તારો માર્ગ ઉગ્ર છે, અને તેથી જે મારા માર્ગે નથી ચાલતા તેની તારા માર્ગે ગતિ થાય છે.

---

રત્ન ૧૪ મું:—

### यतोधर्मस्ततोजयः ॥

### જેથી ધર્મ તેથીજ જય.

પાંડવોના વનવાસનું બારમું વર્ષ પૂર્ણ થવા આવ્યું હતું, એવામાં એક તપસ્વી બ્રાહ્મણે આવી યુધિષ્ટરને જણાવ્યું કે મહારાજ ! મારી અરણી તથા અગ્નિ ઉત્પન્ન કરવાની મથની એ બે ચીજો એક વૃક્ષની ડાળીએ લટકાવેલી હતી જે એક મૃગ તેના શીંગડામાં ભરાવી લેઇ ગયો છે જેથી મારૂં અગ્નિહોત્રનું કામ એકદમ અટકી પડયું છે, માટે કૃપા કરી તે પાછું લાવી આપો.

બ્રાહ્મણના એ વચનો સાંભળી ધર્મરાજા પોતાના ભાઇઓ સહિત શસ્ત્રો ધારણ કરીને વનમાં ચાલ્યા અને થોડા સુધી ગયાબાદ શીંગડાંમાં અરણી અને મથની ભરાવેલા એક મૃગને જોવાથી તેની પાછળ પડી અનેક પ્રકારનાં શસ્ત્રો ફેંકયાં. પરંતુ તે મૃગને મારી શકયા નહિં, એટલુંજ નહિ પરંતુ તેની નજીક પણ પહોંચી શકયા નહિ અને મૃગની પાછળ દોડવાથી એટલા બધા થાકી ગયા તેમજ તૃષાથી વ્યાકુળ થયા કે આખરે નિરાશ થઇ એક વડની વિસ્તીર્ણ અને શીતળ છાયામાં વિસામો ખાવા બેસી ગયા. પરંતુ તૃષા શાન્ત ન થવાથી ધર્મરાજા નિકુળને કહેવા લાગ્યા કે હે નિકુળ, આપણે તૃષાથી અત્યંત આકુળવ્યાકુળ થઇ ગયા છીએ, પરંતુ અહીંઆં નજીકમાં કોઇ જળાશય દષ્ટિએ આવતું નથી. એટલા માટે તું કોઇ ઉંચા વૃક્ષ ઉપર ચડીને જો, કે કોઇ પણ સ્થળે પાણીનું ચિન્હ દેખાય છે? યુધિષ્ટરની આજ્ઞા થતાંજ નિકુળે એક ઊંચા વૃક્ષ ઉપર ચઢી ચોદિશ દષ્ટિ નાંખતાં ઘણે દુર પાણીના આશ્રયે રહેનારાં વૃક્ષો તથા વિહંગોનો સમુહ દેખવામાં આવ્યો, જેથી નીચે ઊતરી જણાવ્યું કેઃ—મહારાજ! ઘણે દુર એક નવપલ્લવ લીલાંછમ વૃક્ષોનો સમુહ નજરે પડે છે જે ઉપરથી અનુમાન થાય છે કે ત્યાં આગળ અવસ્ય પાણી હોવુંજ જોઇએ. આ સાંભળી ધર્મરાજાએ કહ્યું કે હે વત્સ! જો એમ હોય તો તમે ત્યાં આગળ જઇ પાણી પી આવો અને તમારા બન્ને તરકસોમાં અમારા માટે પાણી લેતા આવો. યુધિષ્ટરની આજ્ઞા થતાંજ નિકુળે તે વૃક્ષો તરફ પ્રયાણ કર્યું અને નજીક પહોચતાંજ નિર્મળ જળથી ભરેલું એક સુંદર સરોવર દૃષ્ટિએ પડયું. પોતાને અત્યંત તૃષા

લાગેલી હોવાથી નિર્મળ જળને જોતાંજ અત્યંત પ્રસન્ન થયા, અને સરોવરમાં ઉતરી ખોબામાં પાણી ભરી જેવા પીવા જાય છે તેવામાં કોઇ અદસ્ય વ્યકિતએ કહ્યું કે:—ખબરદાર ! આ તળાવનું પાણી પીતો નહિ, કેમકે તે મારા કબજાનું છે, તેમ છતાં જો તારે પાણી પીવું હોય તો પ્રથમ હું પુછું તે પ્રશ્નોના ઉત્તર આપ અને પછી પી ! જો આ મારૂં કહેવું માન્ય નહિ કરે તો તારૂં અત્યંત અમંગળ થશે.

નિકુળ આ શબ્દોને સાંભળીને વિસ્મય તો થયો, પરંતુ તે તૃષાથી એટલો બધો આકુળ વ્યાકુળ થઇ રહ્યો હતો કે તેની કંઇ પણ દરકાર ન કરતાં પાણી પીવા લાગ્યો, જેનું પરીણામ એ આવ્યું કે પાણી પીતાની સાથેજ મૃતક સમાન થઇ પૃથ્વી ઉપર પડયો.

નિકુળને પાછા આવતાં વિલંબ થવાથી ધર્મરાજાને અત્યંત ચિંતા ઉત્પન્ન થઇ જેથી તેની શોધ કરવા સહેદેવને મોકલવામાં આવ્યા. સહદેવ જ્યારે તળાવપર પહોચ્યા અને નિકુળને મુએલો દીઠો ત્યારે તેને અત્યંત શોકાગ્નિ ઉત્પન્ન થયો, અત્યંત તૃષાને લીધે પ્રથમથીજ તે આકુળ વ્યાકુળ થઇ રહ્યો હતો, તેમાં વળી ભાઇની આવી દશા જોઇને શોકાગ્નિથી તેનું ગળું વધારે સુકાવા લાગ્યું જેથી પાણી પીવાને સરોવરમાં ઉતર્યો. પરંતુ તે જેવો પાણી પીવા જાય છે તેવો નિકુળની માફકજ અદસ્ય વાણીએ તેને પણ અટકાવ્યો, છતાં તેની કંઇ પણ દરકાર ન કરતાં પાણી પીવા લાગ્યો; અને એ રીતે પાણી પીવાથી નિકુળના જેવીજ તેની પણ દશા થઇ.

જ્યારે ધર્મ રાજાએ જોયું કે નથી તો નિકુળ આવ્યો, અથવા નથી તો સહદેવ આવતો, ત્યારે તેમણે અર્જુનને કહ્યું કેઃ—હે ભાઇ, નિકુળ અને સહેદેવને ગયાને ઘણો સમય વહી ગયો, પરંતુ કોઇ પાછું આવ્યું નહિ તેનું શું કારણ છે તે કાંઇ સમજાતું નથી, માટે તું જલદી જઇને તેઓને શોધી કાઢ, અને વળી જળને લેતો આવ.

યુધિષ્ટરની આજ્ઞા થતાંજ અર્જુને પોતાનું ધનુષ્ય તથા બાણો સાથે લેઇને સરોવર તરફ પ્રયાણ કર્યું, અને ત્યાં જઈ જુએ છે તો તેના બન્ને ભાઇઓ સરોવરના કિનારે મૃતક થઇ પડેલા દષ્ટિએ આવ્યા. તેઓની આવી દશા જોઇને અર્જુનને અત્યંત કષ્ટ ઉત્પન્ન થયું, વળી તેણે પોતાના ભાઇઓની આવી દશા થવાનું કારણ શોધવાને ચારે દીશામાં તપાસ કર્યો, પરંતુ કંઈ પણ પત્તો લાગી શકયો નહિ જેથી તેની વિસ્મયતાની હદ રહી નહિ. કેટલાએક સમય સુધી ભ્રાતૃ મરણનો શોક કર્યા પછી જ્યારે તે પાણી પીવાને સરોવરના ઘાટ ઉપર ગયો, ત્યારે અદૃસ્ય વાણીએ પ્રથમની માફકજ શબ્દો સંભળાવ્યા. આ શબ્દો સાંભળીને અર્જુન અત્યંત ક્રોધિત થઈ બોલ્યો કેઃ—અરે ! તું છુપાઇને રોકવાવાળો કોણ છે ? જો તારામાં કંઈ પણ બળ હોય તો સન્મુખ આવ ! નહિ તો મારાં તીક્ષ્ણ બાણો તને યમરાજની સેવામાં મોકલ્યા સિવાય રહેશે નહિ. આમ કહી તેણે ચારે બાજુ બાણ વર્ષાવવાં શરૂ કર્યાં, પરંતુ તેની કંઇ પણ અસર થઇ નહિ. અર્જુન જ્યારે બાણ મારી મારીને નિરાશ થયો ત્યારે અંતરિક્ષથી ફરીથી અવાજ આવ્યો કેઃ—હે અર્જુન ! તું નાહકનાં બાણ શા માટે

વ્યર્થ ગુમાવે છે. મારા પ્રશ્નોનો ઉત્તર આપ્યા સિવાય કદી પણ આ સરોવરનું જળ પી શકે તેમ નથી. તેમ છતાં જો મારા વચનોની અવજ્ઞા કરીને બળ પૂર્વક પાણી પીઇશ તો તારા ભાઇઓની માફક તારી પણ દશા થશે,

આ વચનોની કંઇ પણ દરકાર ન કરતાં અર્જુને તે સરોવરનું પાણી પીધું અને તેથી તરતજ સંજ્ઞા રહિત થઇ ધરણી ઉપર ઢળી પડયો. આણી તરફ જ્યારે અર્જુન પણ પાછો ન આવ્યો ત્યારે યુધિષ્ઠરે ભીમસેનને મોકલ્યો, અને તેની પણ એવીજ અવસ્થા થઇ.

જ્યારે ભીમ પણ પાછો ન આવ્યો ત્યારે ધર્મરાજાને અત્યંત ચિંતા ઉત્પન્ન થઇ અને તેથી પોતાની જાતેજ પ્રયાણ કર્યું. જ્યારે તેઓ તળાવની નજીક પહોચ્યા ત્યારે પોતાના ચારે ભાઇઓને મૃતક થઇ પડેલા જોવાથી મહાન્ કષ્ટ ઉત્પન્ન થયું. વળી આ ચારે ભાઇઓ પૈકી કોઇના પણ શરીર ઉપર કોઇ પણ જાતના શસ્ત્રાસ્ત્રના ઘાનું નિશાન અથવા તો કોઇ પણ અન્ય પ્રાણીનાં પગલાં પણ જોવામાં આવ્યાં નહિ જેથી તેઓના મૃત્યુનું કારણ પણ કંઇ કળી શકયા નહિ. કેટલાએક સમય સુધી ભ્રાતૃ મરણનો શોક કર્યાબાદ ધર્મરાજા પણ સરોવરમાં પાણી પીવાને ગયા ત્યારે તે તળાવના કિનારે બેઠેલો એક બગલો બોલ્યો કેઃ—જો આપ મારા પ્રશ્નોનો ઉત્તર આપ્યા સિવાય આ સરોવરનું જળ પીશો તો આપના ભાઇઓના જેવીજ આપની પણ દશા થશે.

આ સાંભળી પાણી પીવાનો વિચાર બંધ રાખી ધર્મરાજાએ

ઉત્તર વાળ્યો કે હે તાત! એક સાધારણ પક્ષીનો વેષ ધારણ કરનાર તું કોણ છે? કે જેણે સુરરાજ ઇંદ્રથી પણ ન જીતાય તેવા મહા બળવાન મારા ભાઇઓને મૃત્યુની સોડમાં સુવાડી દીધા છે. અવસ્ય તું કોઈ દેવતા છે, અને તેથી તારા કહેવા મુજબ આ તળાવનું પાણી પીવાને હું ચહાતો નથી. વળી તારે જે પ્રશ્નો કરવાની ઇચ્છા હોય તે સુખેથી કર! હું તેના મારી બુદ્ધિ અનુસાર ઉત્તર આપીશ.

યુધિષ્ટરનાં આવાં વચનો સાંભળી બગલો કહેવા લાગ્યો, રાજન્! હું બગલો નહિ પરંતુ એક યક્ષ છું. આપના ભાઇઓને મેં પાણી પીતાં રોકયા હતા, પરંતુ મારાં વચનોનો અનાદર કરવાથી મેં તેઓના પ્રાણ હર્યાં છે. પરંતુ અત્યંત આનંદની વાત છે કે આપ મારા પ્રશ્નોના ઉત્તરો દેવાને તૈયાર થયાછો. આમ કહી એક અત્યંત ભયંકર યક્ષનું સ્વરૂપ ધારણ કરીને તે બગલો ધર્મ રાજાની સન્મુખ આવી પ્રશ્ન કરવા લાગ્યો અને યુધિષ્ટર ઉત્તર આપવા લાગ્યા.

પ્રશ્ન—સંસારમાં પ્રધાન અને પૂજનીય ધર્મ કીયો છે?

ઉત્તર—અહિંસા એટલે કોઈ પણ પ્રાણીને કોઇ પણ પ્રકારનું દુઃખ ન દેવું.

પ્રશ્ન—પૃથ્વી કરતાં પણ મોટા મનવાળું કોણ છે?

ઉત્તર—માતા.

પ્રશ્ન—સ્વર્ગ કરતાં પણ ઉત્તમ કોણ છે?

ઉત્તર—પિતા.

પ્રશ્ન—પવન કરતાં પણ શીઘ્રગામી કોણ છે?

ઉત્તર—મન.

પ્રશ્ન—પૃથ્વીનાં રજકણો કરતાં પણ વધારે સંખ્યા કોની છે?

ઉત્તર—ચિંતાઓની.

પ્રશ્ન—મુસાફરનો મિત્ર કોણ?

ઉત્તર—વિદ્યા.

પ્રશ્ન—ગૃહસ્થનો મિત્ર કોણ?

ઉત્તર—ભાર્યા.

પ્રશ્ન—મૃત્યુ પછી સહાયક કોણ?

ઉત્તર—સત્કર્મો, ધર્મ.

પ્રશ્ન—કીયો પુરૂષ સર્વેને પ્રિય થાય છે?

ઉત્તર—અભિમાન ત્યાગી એટલે સર્વેની સાથે હળીમળીને ચાલનારો.

પ્રશ્ન—જીવતો હોવા છતાં મુએલો કોણ?

ઉત્તર—આળસુ, મૂર્ખ અને પરોપકાર વગરનો કેવળ સ્વાર્થિ મનુષ્ય.

પ્રશ્ન—તણખલા કરતાં પણ હલકો કોણ?

ઉત્તર—યાચક.

પ્રશ્ન—સ્નાન એટલે શું?

ઉત્તર—મનમાંથી મેલનો ત્યાગ કરવો તે.

પ્રશ્ન—ઉત્તમ ધન કીયું?

ઉત્તર—વિદ્યાધન.

પ્રશ્ન—સહુથી ઉત્તમ સુખ કીયું?

ઉત્તર—શરીરની આરોગ્યતા.

પ્રશ્ન—સઘળાં ફળોમાં ઉત્તમ ફળ કીયું?

ઉત્તર—સુપુત્ર.

પ્રશ્ન—મનુષ્યનો પ્રબળ શત્રુ કોણ ?

ઉત્તર—ક્રોધ.

પ્રશ્ન—એવો કીયો વ્યાધિ છે કે જેનો કદી પણ અંત આવતો નથી ?

ઉત્તર—તૃષ્ણા.

પ્રશ્ન—મોહ શાથી ઉત્પન્ન થાય છે?

ઉત્તર—ધર્મની અજ્ઞાનતાથી.

પ્રશ્ન—આળસ એટલે શું ?

ઉત્તર—સારાં કામો કરવામાં ઢીલ કરવી તે.

પ્રશ્ન—શોક ઉત્પન્ન થવાનું કારણ શું ?

ઉત્તર—અજ્ઞાનતા.

પ્રશ્ન—સજ્જન કોણ ?

ઉત્તર—જે સઘળાં પ્રાણીઓ ઉપર દયા રાખે તે.

પ્રશ્ન—દુર્જન કોણ ?

ઉત્તર—જેને દયા નહિ તે.

પ્રશ્ન—જ્ઞાન કીયું ?

ઉત્તર—જેનાથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય તે.

પ્રશ્ન—શમ કોને કહે છે ?

ઉત્તર—મનના પ્રશાન્ત ભાવને.

પ્રશ્ન—દમ કોને કહે છે?

ઉત્તર—મનને દમન કરવું તેને.

પ્રશ્ન—તપ એટલે શું ?

ઉત્તર—પોતાના ધર્મનું પાલન.

પ્રશ્ન—ધર્મનું મૂળ શું ?

ઉત્તર—દયા.

પ્રશ્ન—દયા એટલે શું ?

ઉત્તર—પ્રાણી માત્રના દુઃખો દુર કરવાની વૃત્તિ.

પ્રશ્ન—અધર્મનું મુળ શું ?

ઉત્તર—અભિમાન.

પ્રશ્ન—ક્ષમા એટલે શું ?

ઉત્તર—બીજા મનુષ્યને શિક્ષા કરવાની શક્તિ હોવા છતાં પણ તેણે કરેલા અપકારને સહન કરવો.

પ્રશ્ન—સુખનું મુળ શું ?

ઉત્તર—સદાચરણ.

પ્રશ્ન—સંસારમાં સુખી કોણ છે ?

ઉત્તર—સંતોષી, તથા જે બીજાનો દેવાદાર નથી તે.

પ્રશ્ન—દુનિયામાં દુઃખી કોણ છે?

ઉત્તર—જે બીજાની ચઢતી દેખી બળે છે તે.

પ્રશ્ન—દુષ્ટ કોણ ?

ઉત્તર—બીજાને નુકશાન કરવાની જેની વૃત્તિ હોય તે.

પ્રશ્ન—વ્યવહારમાં ઉત્તમ માર્ગ કિયો છે ?

ઉત્તર—જે માર્ગે મોટા પુરૂષો ચાલ્યા હોય તે.

પ્રશ્ન—આશ્ચર્ય પામવા જેવું શું છે ?

ઉત્તર—પ્રતિદિન અસંખ્ય મનુષ્યો મૃત્યુના મુખમાં જાય છે, છતાં પણ બાકી રહેલાં મનુષ્યો પોતાને ચિરંજીવી સમજી માયામાં

મચ્યાં રહે છે તે.

પ્રશ્ન—બીજું આશ્ચર્ય પામવા જેવું શું છે ?

ઉત્તર—મનુષ્યો પાપી કૃત્યો ગમે તેવા પ્રયત્ને પણ સિદ્ધ કરવા મથે છે, પરંતુ સહેલાઇથી બની શકે એવો પ્રસંગ આવ્યા છતાં પણ ધર્મકાર્ય આદરતાં નથી તે.

પ્રશ્ન—હમેંશાં વિચારવા યોગ્ય બાબતો કઇ કઇ છે ?

ઉત્તર—હું કીયા દેશમાં રહુછું, અહીંઆં શત્રુ કેટલા છે ? મિત્ર કેટલા છે ? ઉપજ શું છે ? ખર્ચ શું છે ? હું કોણ છું ? મારી શક્તિ શું છે ? હું કેવું કૃત્ય આરંભું છું ? તેનું પરીણામ શું આવશે ? હું જે કૃત્યો કરૂછું તે આ લોક તેમજ પરલોકમાં મારી સ્થિતિને ચઢાવનારાં છે કિંવા અધોગતિએ લેઇ જનારાં છે વિગેરે.

પ્રશ્ન—એકાંતમાં કરેલાં પાપો ઇશ્વર સિવાય બીજું કોણ જોઇ શકે છે ?

ઉત્તર—સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, પવન, આકાશ, પાણી, પૃથ્વી, પોતાનું હૃદય, યમ, દિવસ, રાત્રિ, અને ધર્મરાજા.

પ્રશ્ન—અગ્નિ સિવાય દેહને બાળનારી બીજી કઇ વસ્તુઓ છે ?

ઉત્તર—કુગ્રામવાસ, દુર્જનની સેવા, કુભોજન, ક્રોધમુખી ભાર્યા, મૂર્ખ પુત્ર અને વિધવા પુત્રી.

પ્રશ્ન—અન્યાયથી પેદા કરેલું ધન કેટલા વર્ષ સુધી ટકે છે.

ઉત્તર—દશ વર્ષ.

પ્રશ્ન—મનુષ્યોએ ત્યાગ કરવા યોગ્ય બાબતો કઇ છે ?

ઉત્તર—અતિ નિંદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ અને લાંબા સંકલ્પ-વિકલ્પો.

પ્રશ્ન—ઉત્તમ બંધુ કીયો? પ્રબળ શત્રુ કીયો ? ઊત્તમ બળ કીયું ?
ઉત્તર—ઊત્તમ બંધુ વિદ્યા, પ્રબળ શત્રુ વ્યાધિ, ઊત્તમ બળ દૈવની અનુકુળતા.

પ્રશ્ન—મહાન્ પાપ કીયું ?
ઉત્તર—અસત્ય વાણી.

પ્રશ્ન—સંતોષ શેમાં રાખવો ?
ઉત્તર—વિષય ક્રીડા, ભોજન અને ધનમાં.

પ્રશ્ન—અસંતોષી શેમાં થવું ?
ઉત્તર—દાન દેવામાં, પરોપકારમાં, ઇશ્વર ભક્તિમાં અને વિદ્યા ભણવામાં.

પ્રશ્ન—વૃથા સુખ કીયું ?
ઉત્તર—પરાધીનતા તથા પરસ્ત્રીથી મળતું.

પ્રશ્ન—છતી આંખે આંધળા કોણ ?
ઉત્તર—કામાતુર, મદોન્મત અને સ્વાર્થિ.

પ્રશ્ન—દેવ કોણ ?
ઉત્તર—જે બીજાનો દ્વેષ કરંતો નથી, યાચના કરતો નથી, નિંદા કરતો નથી અને વગર બોલાવે પારકા ઘેર જતો નથી તે.

પ્રશ્ન—ગુપ્ત રાખવા જેવી બાબતો કઇ છે ?
ઉત્તર—મનનો સંતાપ, ધનનો નાશ, ઘરનાં મનુષ્યોનાં દુરાચરણો.

કોઇ જગ્યાએ ઠગાયા હોઇએ તે, અને કોઇ સ્થળે થયેલું અપમાન.

પ્રશ્ન—વ્યભિચારનુ મૂળ શું ?

ઉત્તર—એકાંત.

પ્રશ્ન—કીયો દેશ ઉત્તમ છે ?

ઉત્તર—જ્યાં આજીવિકા ચાલે તે.

પ્રશ્ન—ઉત્તમ પુરૂષ કીયો ? મધ્યમ પુરૂષ કીયો ? અને અધમ પુરૂષ કીયો ?

ઉત્તર—મોસાળની કીર્તિથી ઓળખાતો પુરૂષ અધમ, બાપદાદાની કીર્તિથી વખાણાતો પુરૂષ મધ્યમ અને પોતાની જાત પરાક્રમથી વખાણાતો પુરૂષ ઉત્તમ છે.

પ્રશ્ન—લક્ષ્મી ક્યાં વસે છે ? મિત્રો અને બાંધવો ક્યાં વસે છે ? વિપત્તિ ક્યાં વસે છે અને મરણ ક્યાં વસે છે ?

ઉત્તર—જીહ્વાગ્રે, ( જીભમાં ).

પ્રશ્ન—સ્વર્ગ કરતાં પણ ઉચ્ચ પદ્વીને કોણ પ્રાપ્ત થાય છે ?

ઉત્તર—બીજાને શિક્ષા કરવાની શક્તિ હોવા છતાં પણ ક્ષમા રાખનાર અને નિર્ધન હોવા છતાં પણ પરોપકાર કરનાર.

પ્રશ્ન—વધારે આડંબર કોણ ધરાવે છે ?

ઉત્તર—કંઇપણ તત્ત્વ વગરની વસ્તુ.

પ્રશ્ન—મહાન્ તપનું ફળ શું છે ?

ઉત્તર—ધન હોવા છતાં તે પરોપકારાર્થે વાપરવાની વૃત્તિ.

પ્રશ્ન—આ સંસારમાં શેનો ઉપાય નથી ?

ઉત્તર—મૂર્ખના મનનું સમાધાન કરવાનો.

પ્રશ્ન—સાધુ પુરૂષ કોણ ?

ઉત્તર—અપકાર કરનાર ઉપર પણ ઉપકાર કરે તે.

પ્રશ્ન—ત્રણે લોકમાં વંદન કરવા યોગ્ય પુરૂષ કીયો ?

ઉત્તર—જેનું ધન સત્પાત્રોને દાન દેવામાં, વિદ્યા સત્કર્મોમાં, વાણી પરોપકારમાં અને મન ભગવત ભજનમાં વપરાય તે.

પ્રશ્ન—કોનું જીવવું નિરર્થક છે ?

ઉત્તર—જેનામાં કોઇપણ પ્રકારનો ગુણ નથી, કિંવા જે કંઇપણ ધર્માચરણ કરતો નથી.

પ્રશ્ન—ત્રણે લોકને કોણ જીતી શકે છે ?

ઉત્તર—બીજાની નિંદા કરવામાં જે મુગો રહે છે. પરાઇ સ્ત્રી જોવામાં જે આંધળો રહે છે અને પારકુ ધન હરણ કરવામાં જે પાંગળો રહે છે તે.

પ્રશ્ન—ઇશ્વર ક્યાં વસે છે ? ક્યાં જુએ છે ? અને શું કરે છે ?

ઉત્તર—દુધમાં જેમ માખણ વસે છે, તિલના દાણામાં જેમ તલ વસે છે અને શેરડીમાં જેમ સાકર વસે છે તેમ ઇશ્વર દરેક સ્થળે વસે છે. દીવાનો પ્રકાશ જેમ સર્વ સ્થળે થાય છે તેમ ઇશ્વર પણ સર્વ સ્થળે જુએ છે, અને ઘડીકમાં રંકને રાજા અને રાજાને રંક બનાવે છે.

યુધિષ્ટરના મુખથી પોતાના પ્રશ્નોના યથાયોગ્ય ઉત્તરો સાંભળી યક્ષનું રૂપ ધારણ કરી આવેલા ધર્મદેવ અત્યંત પ્રસન્ન થયા. અને તેથી મૃતક થઇ પડેલા ચારે પાંડવોને જીવતા કર્યા.

---

# અમારાં અત્યંત લોકપ્રિય પુસ્તકો.

૧. **જંગલની જડીબુટ્ટી**–પ્રથમ ભાગ—અથવા મોટા મોટા વૈદ્યો અને હકીમોની રામબાણ દવાઓ, ડાકટરોનાં પેટન્ટ ઔષધો કિંવા સરજ્યનોનાં શસ્ત્રો પણ જેના ઉપર નિષ્ફળ જાય છે, તેવાં જડ ઘાલી બેઠેલાં હઠીલાં દરદોને ચમત્કારીક રીતે નાબુદ કરનારા અને વળી દરેક સ્થળે સહેલાઇથી મળી શકે તેવા વનસ્પતિના અનુભવસિદ્ધ ઉપાયો.

કિંમત રૂા. ૦–૮–૦ પોષ્ટેજ રૂા. ૦–૧–૦ જુદું.

૨. **આકાશવાણી**—અથવા સાંપ્રત સમયનાં દુઃખો અને દરદોથી મુક્ત થઇ સૃષ્ટિ ઉપરજ સ્વર્ગીય સુખો સંપાદન કરવાની વિદ્યા. કિંમત પોષ્ટેજ સાથે રૂા. ૦–૧૩–૦.

૩. **પશુ ચિકિત્સા**—અથવા દર વર્ષે લાખો ઢોરોનો પ્રાણ લેનારાં ભયંકર દરદોનાં કારણો, લક્ષણો અને અકસીર ઇલાજો

કિંમત રૂા. ૧–૪–૦ પોષ્ટેજ રૂા. ૦–૨–૦.

૪ **પ્લેગ અથવા મરકી**—અને તેનાં કારણો, લક્ષણો તથા અનુભવસિદ્ધ ઉપાયો. કિંમત રૂા. ૦–૮–૦ પોષ્ટેજ રૂા. ૦–૧–૦

૫. **પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ**—પ્રથમ ભાગ–વિશ્વ દષ્ટિ–અથવા ભુત, ભવિષ્ય અને વર્ત્તમાનકાળની વાતો જાણવાની દૈવતાઇ શકિત પ્રાપ્ત કરવાની સરળ ક્રિયાઓ.

કિંમત પોષ્ટેજ સાથે રૂા. ૦–૯–૦ (માર્ચ સને ૧૯૧૮માં પ્રગટ થશે.)

આ પુસ્તકોની ઉત્તમતા માટે અમે અમારી જાતેજ કંઇપણ વખાણ કરીએ તે કરતાં પ્રતિષ્ઠિત વિદ્વાનો તરફથી મળેલા સેંકડો અભિપ્રાયોમાંથી માત્ર થોડાએક વાંચી ખાત્રી કરો.

સ્વર્ગની સીડી, સ્વર્ગનાં રત્નો વિગેરે અનેક ગ્રંથો લખી લોકપ્રિય થયેલા વૈદ્યરાજ અમૃતલાલ સુંદરજી પઢીયાર લખે છે કેઃ—આપનું "જંગલની જડીબુટ્ટી" નામનું પુસ્તક ઘણુંજ સારૂં છે. તેમાંના પ્રયોગો મને બહુજ ગમે છે, અને તેથી એના ઘણા ભાગો આપની તરફથી બહાર પડે એમ હું ઇચ્છું છું; કારણ કે એવા સાદા પ્રયોગોથી ગરીબ લોકોને બહુ લાભ થાય છે અને દેશી વૈદક મૃત સંજીવન થાય છે.

"આકાશવાણી" તથા પશુ ચિકિત્સા" નાં પુસ્તકો પણ મળ્યાં છે. એ પુસ્તકો લખવાનો આપનો પ્રયાસ સ્તુતિપાત્ર છે અને આ રીતે આપ સાહિત્ય અને વૈદકની બહુ સારી સેવા બજાવો છો તે માટે ધન્યવાદ આપું છું.

કચ્છ-ભુજના સ્વર્ગવાસી સુવિખ્યાત કવિરાજ જીવરામ અજરામર ગોર લખે છે કેઃ—આપનું "જંગલની જડીબુટ્ટી" નું પુસ્તક મેં બારીક નજરથી વાંચ્યું છે, તેથી હું ઘણો પ્રસન્ન થયો છું. આપે જડીબુટ્ટીઓનું જે વર્ણન કર્યું છે તે એટલું તો સુક્ષ્મ, ચોકસ અને અનુભવસિદ્ધ પૂર્ણ છે કે તેમાં વિશેષ જાણવા જેવું બહુધા રહેતું નથી. આપણા દેશી વૈદુ કરનારાઓનેજ નહિ, પરંતુ ઈંગ્રેજીમાં પાસ થઈ મોટી મોટી ડીગ્રીઓ ધરાવનાર ડૉકટર સાહેબોને પણ આપના આ ગ્રંથમાંથી ઘણું શીખવાનું મળી શકશે.

ગુજરાત આયુર્વેદિક ફાર્મસી તથા વૈદ્યકલ્પતરૂ નામના વિખ્યાતપત્રના માલિક વૈદ્ય પંચાનન જટાશંકર લીલાધર ત્રિવેદી અમદાવાદથી લખે છે કેઃ—તમારા તરફથી "જંગલની જડીબુટ્ટી" ની ચોપડી મળી છે, તે વાંચીને હું ખુશી થયો છું. તમે તેમાં

જે જે વનસ્પતિનું વર્ણન કરેલું છે તે બેશક ઉપયોગી છે અને એ જ્ઞાનના જીજ્ઞાસુઓને ખાસ વાંચવા જેવું છે. તમારો આ પ્રયાસ ઘણોજ સ્તુતિપાત્ર છે, અને એ પ્રયાસમાં તમો વધારે આગળ વધો અને ફત્તેહમંદ નીવડો એમ હું ઇચ્છું છું.

મુંબાઇનું સુપ્રસિદ્ધ "ગુજરાતી" પેપર જણાવે છે કેઃ—"જંગલની જડીબુટ્ટી—પ્રથમ ભાગ" નામનું પુસ્તક માન અને આભાર સાથે સ્વિકારીએ છીએ.

દેવગઢબારીઆના સ્ટેટ કૉન્ટ્રાકટર **મી. તુળસીદાસ કુબેરજી** લખે છે કેઃ—"જંગલની જડીબુટ્ટી" નામના પુસ્તકનો પ્રથમ ભાગ અમને મળ્યો છે જે ઘણોજ ઉપયોગી થઈ પડયો છે. અમારો ધંધો કન્ટ્રાકટરનો હોવાથી વૈદ્ય, ડૉકટરની સગવડ નહિ મળે તેવા જંગલોમાં અમારે કામ કરવા પડે છે, તેવા સમયમાં આ પુસ્તક અમને ઘણુંજ ઉપયોગી થઇ પડે છે. કારણ તમામ દવા સહેલાઇથી મળી શકે છે અને તરત તેનો રામબાણ ગુણકારક ઉપયોગ થાય છે જેથી અમને ઘણુંજ અનુકુળ પડે છે.

ધી અમદાવાદ ફાઇન સ્પીનિન્ગ એન્ડ વીવિન્ગ મીલના એન્જીનીયર સાહેબ **શ્રીયુત્ અનંત સખારામ** વણીકર લખે છે કેઃ—આપના "જંગલની જડીબુટ્ટી" નામના પુસ્તક માંહેલા પ્રયોગો અખતરા તરીકે નથી, પરંતુ અનુભવની એક સ્વતઃસિદ્ધ મુર્તિ રૂપે છે. પ્લેગની ગાંઠ ઉપર મેં આસનનું મુળ અજમાવ્યું છે અને તેથી ઘણાઓને આરામ થયો છે. આપના પુસ્તકનું દર્શન થયું અને અભા-

નંદ થયો કે તેમાંથી પણ અસાધ્ય રોગો ઉપર અનેક દવાઓ નિ-કળી શકે તેમ છે.

"આકાશવાણી" નામના પુસ્તકની ઉત્તમતા વર્ણન કરવાની મારી યોગ્યતા નથી, તેમ કયા શબ્દોની યોજના કરવાથી તેનું પૂર્ણ ગૌરવ બતાવી શકાય તે પણ સમજાતું નથી; તેથી લાચાર સ્થિતિમાં "પુસ્તક ઉત્તમ છે" એટલુંજ કહી મૌન્ય સ્વિકારવા સિવાય છુટકો નથી.

આગીઓલના **જાગીરદાર મોહનપુરી રામપુરી** લખે છે કે:—ગયા વર્ષમાં બળીઆ, ખરવાસ અને મરકીના દરદથી જ્યારે સેંકડો ઢોરોનો નાશ થયો હતો ત્યારે આપના "પશુ ચિકિત્સા" નામ-ના પુસ્તકમાં બતાવેલા સાદા પરંતુ રામબાણ ગુણકારી ઉપાયોનો જેણે ઉપયોગ કર્યો હતો તેના એક પણ ઢોરનું નુકશાન થયું નહોતું.

ડંકપુરથી **શ્રીમદ્‌ગોસ્વામિ રામચંદ્રાચાય** લખે છે કે:—આપનું પ્લેગ સબંધિનું પુસ્તક અદ્વીતિય છે. આવાં પુસ્તકો લાખો મનુષ્યોનો પ્રાણ બચાવી શકે છે એ વાત ચોકસ છે.

દધાલીઆ તાલુકાના મે. **ઠાકોર સાહેબ શ્રી અમરસિંહ-જી સાહેબ** લખે છે કે:—આકાશવાણી નામનું પુસ્તક મેં જોયું અને મને ઘણો આનંદ થયો છે. ખાવા પીવામાં તેમજ સંસારીક તમામ વહેવારમાં સાદાઇ અને સચ્ચાઇનો જે બોધ આપે આપ્યો છે તે ઘણોજ કીંમતી છે. એકંદર રીતે તમામ નુકશાનકારક અને કુદરત વિરૂદ્ધ વર્તનનો જે માર્ગ આજકાલ દુનીયાએ ગ્રહણ કર્યો છે

તે છોડી દેઇ કુદરતી વર્ત્તન રાખવા માટે જે ઉપયોગી વર્ણન આપે સદર પુસ્તકમાં કર્યું છે તે જનસમાજને બહુ લાભદાયક થઇ પડે તેમ છે.

પુસ્તકો મળવાનાં સ્થળો.

૧. મેનેજર–વિદ્યાકળા પ્રચારક મંડળ
વડાગામ–વાયા–તલોદ, એ. પી. રેલ્વે.

૨. બુકસેલર–મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

૩. બુકસેલર–વસનજી પરમાનંદ ચાહાવાળા.
કાલબાદેવી રોડ—મુંબાઇ.



# અમારાં લોકપ્રિય ઔષધો.

## ૧–સર્વાંગ જીવન.

---

આ ઓષધ શરીરમાં જઇ પોતાનો અમલ પ્રથમ પાચનક્રિયાનું કાર્ય કરનાર અવયવો ઉપર બેસાડી તેમાંથી વિજાતિય દ્રવ્યોનો સંચય કે જે દરેક જાતનાં દરદો ઉત્પન્ન થવાનું મુળ બીજ છે તેને દુર કરે છે, અને પચનેન્દ્રિયોની ક્રિયા નિયમમાં લાવી બળવાન્ બનાવે છે; જેથી હોજરી તથા આંતરડાંના સર્વે જુના વિકારો જેવા કે નળબંધ વાયુ, ઝાડાનો બંધકોશ, અજીર્ણ, આફરો, વાયુ ગોળો, ચુંક, શૂળ, અમ્લપીત્ત, જુનો ઝાડો, જુનો મરડો વિગેરે દરદોમાં જયારે બીજાં ઔષધો નિષ્ફળ જાય છે, ત્યારે આ ઔષધ અત્યંત ચમત્કારી ગુણ બતાવી તેઓને નાબુદ કરે છે.

આ પ્રમાણે પાચનક્રિયા સુધરવાને લીધે તેમજ આ ઔષધમાં લોહીને શુદ્ધ કરી વધારવાનો ગુણ પણ હોવાને લીધે એના સેવનથી બળવાન લોહીનો વધારો થાય છે, જેથી રક્તાશયની રક્ત શુદ્ધ કરવાની ક્રિયા બળવાન થઇ આખા શરીરને શુદ્ધ રક્તનું પોષણ મળે છે; જેથી પત, કોઢ, ઉપદંશ–ગરમી, વિસ્ફોટક, દાદર, ખસ, ખરજવાં, ચાંદી, નાસુર, ભગંદર, કંઠમાળ, બરોળ, પાંડુ, કમળો વિગેરે અશુદ્ધ લોહીથી થનારાં દરદો દુર થાય છે, અને ફીકકો પડી સુકલકડી થઇ ગયેલો ચહેરો મજબુત બની ગુલાબી રંગ ધારણ કરે છે.

શુદ્ધ લોહીના લીધે જેમ રક્તાશયનું કાર્ય નિયમિત થાય છે, તેવીજ રીતે તેને સાફ કરવામાં ફેફસાંને પણ ઓછી મહેનત પડ-વાથી તેઓનું કાર્ય પણ નિયમિત થાય છે, વળી અશુદ્ધ લોહીમાં રહેલાં વિષમય તત્ત્વોને લીધે થયેલો ફેફસાં અને શ્વાસ નળીનો સોજો તથા સંકોચ દુર થઇ શ્વાસ માર્ગ ખુલ્લો થાય છે, જેથી તે ભાગમાં થનારાં દરદો દુર થાય છે. **જડ ઘાલી બેઠલી દરેક જાતની હઠીલી જુની ખાંસી, મહા ત્રાસદાયક દમનો રોગ અને ભયંકર ક્ષય નાબુદ કરનારૂં જો કોઈ પણ આબાદ ઔષધ હોય તો તે માત્ર આ એકજ છે.**

જ્ઞાન તંતુઓ ઉપર તો વળી આ ઔષધની ખાસ અસર છે, તેના લીધે તેમજ સ્વચ્છ લોહીનું પોષણ મળવાથી મગજને સાત્વિકપણું પ્રાપ્ત થાય છે જેથી તંદ્રા, ભ્રમણા, નિંદ્રાનાશ, વિસ્મૃતિ, ઉન્માદ, અપસ્માર, હીસ્ટીરીયા, આંખ, કાન અને મગજનો દુઃખાવો, ચસકા, શૂળ, ગરમી વિગેરે દુર થઇ **સ્મરણ શક્તિ, બળ, બુદ્ધિ, ઉ-ત્સાહ સતેજ થાય છે, અને ગમે તેવાં સખ્ત કાર્યો કિંવા વિકટ અભ્યાસ પણ વગર કંટાળે આનંદભેર થયાં જાયછે.**

એ પ્રમાણે આ ઔષધના સેવનથી આંતરડાં, હોજરી, લીવર, રક્તાશય, ફેફસાં, મગજ વિગેરેની ક્રિયાઓ સુધરવાથી તેઓની શુદ્ધિના લીધે વીર્યાશયમાં પણ શુદ્ધ વીર્યનો જોઇતો સંગ્રહ થાય છે. **જેથી સ્વપ્નાવસ્થામાં કે પેશાબમાં ધાતુ જતી બંધ થાય છે, તેમજ ધાતુ ક્ષય, બીજા કોઇપણ દરદ અગર તો હસ્તદો-ષની કુટેવના લીધે આવેલી નપુંસકતા, વિષય વાસનાની શિથિલતા વિગેરે પણ દુર થાય છે.**

પુરૂષોની માફક સ્ત્રીઓનાં પણ સઘળાં દરદો દુર કરવા ઉપ-રાંત વળી ગર્ભાશયને શુદ્ધ કરવાનો પણ આ ઔષધમાં અજબ ગુણ સમાએલો છે, અને તેથી એના સેવનથી અટકાવ . બિલકુલ ન આવવો અથવા તો ઓછો વધારે કે મોડો વ્હેલો આવવો, શ્વેત પ્રદર એટલે ધોળી ધાતુ જવી, યોનિ માર્ગે લોહી પડવું, હાથ પગનાં તળીઆંની બળત્રા, હીસ્ટીરીયા, અમુઝણ, કમરની ફાટ, માથાનું દરદ, જીર્ણજ્વર, રતવા, કોઠાની ગરમી, ગર્ભપાત થવાની ખોડ, બાળકો ન જીવવાં, ધાવણની અશુદ્ધિ અથવા ઓછું આ-વવું વિગેરે દરદો દુર થાય છે.

આ ઔષધમાં કોઇ પણ ઝેરી, માદક કે ઉત્તેજક પદાર્થ ન હોતાં કેવળ અત્યંત પવિત્ર વસ્તુઓમાંથી બનાવવામાં આવ્યું છે, જેથી કોઈપણ જાતનો ઉપદ્રવ ન કરતાં ગમે તેવી પ્રકૃતિનાં બાળક, યુવાન્, વૃદ્ધ સ્ત્રી પુરૂષોને એક સરખી રીતે માફક આવે છે, અને શરીરમાં નવું લોહી, નવું માંસ, નવું વીર્ય, નવું આરોગ્ય, નવું જીવન ઉત્પન્ન કરે છે. જો કે શરીરનાં જુદાં જુદાં અવયવો ઉપર અસર કરનારાં તો અનેક ઔષધો છે. પરંતુ આ ઔષધ તો શરી-રના સઘળા અવયવોને સુધારવામાં આબાદ હોવાથી અર્થાત્ સઘળા અવયવોનું જીવન હોવાથી તેનું "સર્વાંગ જીવન" નામ રાખવામાં આવ્યું છે, અને હરકોઇ રોગથી પીડાતાં મનુષ્યોએ એકવાર તેનો ઉપયોગ કરી અનુભવ લેવાની ભલામણ કરવામાં આવે છે. કિંમત—એક રતલી ડબાના રૂ. ૩—૪—૦ સવાત્રણ.

પોષ્ટેજ જુદું.

૨ મદન સંદીપન—ગમે તે કારણથી આવેલા નપુંસકપણાને

આ ઔષધ દુર કરે છે. વીર્યને સુધારી, વધારી ઘટ્ટ અને અખૂટ બનાવે છે. ગયેલી જુવાનીને પાછી લાવે છે. ફીકા પડેલા ચહેરાને મજબુત, લઠપઠ અને ખીલતા ગુલાબી રંગનો બનાવે છે. ઢીલી પડેલી નસોને તંગ બનાવે છે. સ્વપ્નામાં તેમજ પેશાબ માર્ગે થતા ધાતુસ્રાવને દુર કરે છે. દરેક ઋતુમાં, દરેક પ્રકૃતિનાં, દરેક અવસ્થાનાં મનુષ્યોને માફક આવે છે. ખાસ પરેજી કંઇ પણ નથી, માટે શક્તિની બીજી દવાઓ વાપરતા પહેલાં આનો ખાસ અનુભવ લ્યો. કિંમત એક ડબીના રૂા. ૨) બે. પોષ્ટેજ જુદું.

૩. **राधाकृष्ण विलास**—વિષય સુખનો અત્યંત આનંદ ભોગવવાની લાલસાવાળાઓના માટે આ ઔષધ ખાસ રીતે તૈયાર કરવામાં આવ્યું છે, એના ઉપયોગથી વિષય કરવાની શક્તિ તરતજ એવડી ઉત્પન્ન થાય છે, વીર્યનું સ્તંભન થાય છે અને ધાતુ પુષ્ટ થઇ નિર્બળતા દુર થાય છે. કિંમત. એક ડબીના રૂા. ૨) બે. પોષ્ટેજ જુદું.

૬. **अग्नि संदीपन**—મુંબાઇ, કલકત્તા, જંગબાર, આફ્રિકા વિગેરે પરદેશમાં વસનારા લોકો કે જેઓને ત્યાંનું પાણી માફક નહિ આવવાથી ઝાડાની કબજીયત, ભુખનું મરી જવું, અજીર્ણ, ઝાડા, સંગ્રહણી, જીર્ણો તાવ વિગેરે દરદો ઉત્પન્ન થઇ દિવસે દિવસે શરીર ફીકું પડી ગળતું જઈ કમજોર થાય છે તેઓના માટે આ ઔષધ રામબાણ ઇલાજ છે. આ ઔષધના સેવનથી ઝાડો ખુલાસેથી આવે છે, ખોરાક સારી રીતે પચે છે અને ઘણા દિવસથી બગડેલો જઠરાગ્નિ પાછો નિયમમાં આવે છે.

કિંમત. એક ડબીના રૂા. ૨) બે. પોષ્ટેજ જુદું.

**૫ प्लेग विष विनाशिनी वटिका**—પ્લેગનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે સવાર, સાંઝ એક એક ગોળી લેવાથી પ્લેગ લાગુ પડતો નથી, તેમજ પ્લેગ લાગુ પડયા પછી દર બે, બે, કલાકે એક એક ગોળી આપવાથી આરામ થાય છે, કિંમત-૬૪ ગોળીની ડબીનો રૂ. ૧ ) એક પોષ્ટેજ જુદુ.

**૬ आरोग्यवर्द्धनी गुटिका**—એના સેવનથી કલેજામાં, બરોળમાં, હોજરીમાં, આંતરડામાં, ફેફસાંમાં કિંવા શરીરના કોઇપણ ભાગમાં એકઠું થએલું ઝેરી જંતુઓનું વિષ ઝાડા વાટે નિકળી જાય છે. જેથી મરકી, કોલેરા, મેલેરીયા, શિતળા કે એવાજ બીજાં હરકોઇ પ્રાણ ધાતક રોગનો ઉપદ્રવ જ્યારે ચાલતો હોય તેવા સમયમાં સવાર, સાંઝ એક એક ગોળી પાણી સાથે લેવાથી કોઇ પણ રોગ લાગુ પડવાની ધાસ્તી રહેતી નથી. કિંમત-૬૪ ગોળીનો રૂ. ૧ ) એક. પોષ્ટેજ જુદુ.

**૭ बाल जीवन**—બાળકોના માટે આજકાલ બજારમાં વેચાતાં અનેક ઔષધો કે જેમાં માત્ર થોડો એક ફોસ્ફરસ અને લોહ હોઇ બાકી બધું સાકરનું સરબત અને કોચીનીઅલનો રંગ હોય છે. તેવું આ ઔષધમાં ન હોતાં ઊત્તમોત્તમ ઔષધિઓમાંથી તૈયાર કરવામાં આવ્યું છે, જેથી એના સેવનથી બાળકોનાં તમામ દરદો દુર થાય છે, શરીરમાં નવું લોહી, નવું માંસ ભરાય છે, અને થોડાજ દિવસોમાં બાળકો પુષ્ટ થઇ ખુબસુરત જણાય છે. કિંમત અડધા રતલના ડબાનો રૂ. ૧ ) એક. પોષ્ટેજ જુદુ.

મેનેજર-વિદ્યાકળા પ્રચારક મંડળ,
વડાગામ-વાયા તલોદ-એ. પી. રેલવે,